# પ્રસ્તાવના

વ્યક્તિના જીવનમાંની ક્રિયાઓને પ્રેરણા આપનારું તત્ત્વ જ સત્ય છે. જીવનમાં અનેક સત્યો નજરે પડે છે. તેમાં નીચલા સ્તરમાં લોકૈષણા, વિત્તૈષણા અને પુત્રૈષણા એ સત્યો-ઇન્દ્રિયસુખ, ધન અને કીર્તિ એ પ્રેરક તત્ત્વો; અને ઉપલા સ્તરમાં જ્ઞાન, સદાચાર અને કળા : સત્ય, શિવ અને સુંદર એ સત્યો કે પ્રેરક તત્ત્વો સહેજે ધ્યાનમાં આવે એવાં છે.

જીવનના વિકાસને રૂંધનારી, ક્ષણિક અને અપૂર્ણ સુખ આપનારી ત્રણ એષણાઓ પાછળ આ જગતમાંના લોકો ભમતા નજરે પડે છે, પરંતુ સત્ય, શિવ અને સુંદર એવા પ્રભુતત્ત્વની ઉપાસના ઘણા થોડા લોકો કરે છે. એ ઉપાસના કરવાનું ધ્યેય જ જીવનનું મૂલ્ય છે. પરંતુ એ ધ્યેય આજે બાલ્યાવસ્થામાં હોવાનું ઉપાસકો જણાવે છે. એવાં અનેક મૂલ્યોનાં મૂળ કારણરૂપ તત્ત્વો સુધી મનુષ્ય પહોંચી શકશે કે કેમ? એ પ્રશ્નોને નીતિશાસ્ત્ર વિચારી રહ્યું છે; પરંતુ તેનો ઉત્તર આજ સુધી મળી આવ્યો નથી. એ રીતે સર્વને જીવન અપૂર્ણ લાગવા છતાંય એવા ઘણા ઓછા મહાત્મા અને સંત પુરુષો છે કે જેમણે જીવનની પૂર્ણતા અનુભવેલી છે: જીવનમાં ખરી પૂર્ણતા આપનારાં તત્ત્વોને પ્રત્યક્ષ નિહાળ્યાં છે અને એવા સંતોને જ

સાક્ષાત્કાર પામેલા, આત્મદ્રષ્ટા કહી શકાય. એમના શબ્દો પરથી નહિ પરંતુ તેમનાં આચરણ પરથી દેખાય છે કે તેમના જીવનને પ્રેરણા આપનારાં તત્ત્વો બીજા લોકો કરતાં જુદા જ પ્રકારનાં છે. જગતની જાગૃતિ તે તેમની રાત્રિ, જગતની રાત્રિ તે તેમની જાગૃતિ હોય છે. સત્ય, શિવ અને સુંદર એ સર્વે પૂર્ણપણે એક જ તત્ત્વમાં તેમને પ્રાપ્ત થાય છે. 'સચ્ચિદાનંદ', 'સત્ય-જ્ઞાન-અનંત એવા ગુણોથી યુક્ત તત્ત્વોનો સાક્ષાત્કાર પામી પોતે જ તે તત્ત્વ બની પોતાની સ્થિતિનું તેઓ વર્ણન કરતા હોય છે. માનવીની કોઈ પણ પ્રકારની અપૂર્ણતા, કોઈ પણ પ્રકારના દોષ તે અવસ્થામાં રહેતા નથી, દુર્બળતા, અજ્ઞાન, દુ:ખ, ભય, ચંચળપણું, મમત્વ, અનિત્યતા વગેરે દોષો દૂર થઈ સામર્થ્ય, જ્ઞાન, અખંડ આનંદ, નિર્ભયતા, સ્થિરતા, સર્વાત્મભાવ, અમરત્વ વગેરેની પ્રાપ્તિ પોતાને થયેલ હોવાનું મહાત્માઓ હાથ ઊંચા કરી કરી જગતને કહે છે; અને એ ગુણોની ખાતરી તેમના જીવન પરથી થાય છે પણ ખરી. પ્રસ્તુત પુસ્તકના નવમા પ્રકરણમાં તુકારામની એ અવસ્થાનું વિસ્તૃત વર્ણન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; તેથી તે અવસ્થાને વાણી, મન અને બુદ્ધિથી પર હોવાનું સાક્ષાત્કાર પામેલા પુરુષો કહે છે. એ અવસ્થા કાંઈ જુદા જ પ્રકારની હોવાથી તે પ્રાપ્ત કરવા માટે વધુ કાલક્ષેપ ન કરતા આજે જ કામે લાગી જવુ જોઈએ. એ અવસ્થા વડે સત્પુરુષોએ અનુભવેલ તત્ત્વ એટલે જગતનું એકમાત્ર કારણ બ્રહ્મ, ઈશ્વર, પૂર્ણ અને સત્ય છે. તેની જ ઉપાસના કરી તેનો સાક્ષાત્કાર એટલે કે તેની પ્રાપ્તિરૂપ પુરુષાર્થને સાધી લો. અનેક સંતો એ સાક્ષાત્કારને માર્ગે ગયા છે અને એ માર્ગે વળેલા તુકારામનાં પગલાંઓ શોધતા જવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. જ્ઞાનેશ્વર, કબીર વગેરે અલૌકિક

મહાત્માઓમાં એ પરતત્ત્વનો પ્રકાશ જન્મથી જ પ્રસરેલો દેખાય છે. રામદાસ, એકનાથ એમનામાં પણ તે મૂળથી ફેલાયલો હોય એમ તેની પૂર્તિ કરી લેવા તરફ તેમની પ્રવૃત્તિ થઈ હતી. સંતવિહિત સાધનો વડે તેમણે સાક્ષાત્કાર સાધી લીધો. તુકારામ, નામદેવ, બુદ્ધ વગેરે સંતોમાં સાક્ષાત્કારમાર્ગની પ્રવૃત્તિ દુનિયાનાં કષ્ટો, પોતાની અંદર રહેલા દોષો માટેના પ્રહારો અને જગતમાંનાં દુ:ખો અને નશ્વરતાને લીધે જાગૃત થઈ. આ રીતે સાક્ષાત્કારમાં પ્રવૃત્ત થવા માટેનાં ભલેને કારણો અનેક હોય તોપણ તે પ્રાપ્ત કરવા માટેનો આગળનો માર્ગ તો એક જ હોય છે. અધિકાર પ્રમાણે તે સાધકને વહેલોમોડો પ્રાપ્ત થાય છે. કેટલીક વાર સાધકને પોતાના કાર્ય વિષે સંશય અને નિરાશા પણ ઉત્પન્ન થાય છે. તુકારામને થયેલા એવા પ્રકારના અનુભવનો આ પુસ્તકના સાતમા પ્રકરણમાં વિચાર કરવામાં આવ્યો છે. સામાન્ય કોટિના સાધક અને મહાન સંતોના અંત:કરણમાંની વૃત્તિની તીવ્રતા અને વેગમાં મોટો ભેદ જણાતો હોય તોપણ ઇતર દૃષ્ટિએ તેમાં ઘણું સામ્ય જણાય છે. સાધારણ મનુષ્યમાં સાક્ષાત્કાર-પ્રવૃત્તિ ત્રિવિધ તાપોથી ઉત્પન્ન થાય છે; અને તુકારામના સાક્ષાત્કાર માર્ગ પરના પ્રવાસની શરૂઆત પણ ત્યાંથી જ થયેલી હોવાથી સાધકને તે પોતાને અત્યંત નજીકના સગા હોય તેમ જણાય છે. જ્ઞાનેશ્વર તો મૂળથી જ ઘણા ઊંચા આસન પરથી બોલતા જણાય છે. તેમના તેજથી આંખો અંજાઈ જાય છે. તેઓ નજીકના સગા હોય તેવા લાગતા નથી. તુકારામ તદ્દન નજીકના હોય તેમ લાગે છે. મુમુક્ષુ અને સાધક અવસ્થામાંના તેમના વિચારો આપણને કળાય છે અને પરિચિત હોવાનો અનુભવ કરાવે છે. કેટલાક અભંગો વાંચતાં એમ લાગે છે કે જાણે તેઓ આપણા મનની જ વાત કરતા ન હોય! તેથી

તેમના ચરિત્રની રચના કરતાં આત્મ-નિરીક્ષણનો ઉપયોગ થાય છે. સાધકની ઇચ્છા; આકાંક્ષા; પોતાની નબળાઈનું ભાન; નામ-સ્મરણમાંની અડચણો; શ્રદ્ધાની અસ્થિરતા; ભાવનાઓમાંનો વધારો-ઘટાડો મનની આશા-નિરાશા વગેરે સર્વ પ્રકારની વૃત્તિઓ તેમના અભંગોમાં નજરે પડે છે. સામાન્ય સાધક પણ આત્મનિરીક્ષણથી તે અભંગોનો અનુક્રમ ઓછેવત્તે અંશે બેસાડી શકે છે. પરંતુ તેમના સાક્ષાત્કારના સોપાન પર તો આ પ્રકાશ પણ લોપાઈ જાય છે અને માત્ર શાસ્ત્રને આધારે, બૌદ્ધિક પ્રયત્નથી તેમના સાક્ષાત્કાર પર અભંગોના કાલનો અનુક્રમ લગાડવો પડે છે.

આ આધ્યાત્મિક ચરિત્ર લખતાં જે પદ્ધતિ સ્વીકારવામાં આવી છે તે વાચકો સમક્ષ રજૂ કરું છું. એમાં અનેક ખામીઓ પણ જણાતી હશે તોપણ તુકારામ મહારાજનું આ એક ચરિત્ર લખવાનો નમ્ર પ્રયાસ કર્યો છે તેથી સહાનુભૂતિ ભરેલી દષ્ટિએ વાચકોએ આ પુસ્તક જોવું, એવી વિનંતી છે.

૧૦મી જાન્યુઆરી, ૧૯૫૪. ગ. વિ. તુળપુળે

મનુષ્યના મનની સ્થિતિ પણ એવા જ પ્રકારની છે. કોઈ ખાસ કારણને લીધે માનસિક વ્યથતા ઉત્પન્ન થતાં ભાવનાઓમાં મોટો ફેરફાર થાય છે. મહત્ત્વની જણાતી વાતો નિરર્થક જણાય છે. જીવનના આધારરૂપ ગણાતાં તત્ત્વો પોકળ નીવડે છે અને સર્વત્ર અંધકાર ભાસે છે. મન અનેક પ્રકારની ગડમથલમાં પડે છે અને આપણા પગ તળેથી જાણે ધરતી સરી જતી હોય એવી ભીતિથી ગભરામણ થાય છે.

કઠણ અને મજબૂત જણાતા પૃથ્વીના કવચરૂપી પોપડા ની નીચે વહેતો ધગધગતા લાવારસનો પ્રવાહ, વેગમાં આવતાં, ધરતીનો પટ ભેદીને જોરથી બહાર નીકળે છે. જ્વાલામુખી ફાટવા માટે અને ભૂકંપ થવા માટે એ જ કારણભૂત છે. તેવી જ રીતે દરેક જણની માનસિક સ્થિતિ, ભલેને ઉપરથી શાંત અને સ્થિર જણાતી હોય અને તેને આધારે વ્યવસાય કરતો મનુષ્ય નિશ્ચિંત હોય, તોપણ મનના કોઈ એકાદ ખૂણામાં તો ખળભળાટ ચાલતો જ હોય છે. તે જ્યાં સુધી મર્યાદામાં હોય છે ત્યા સુધી તો તેની બાહ્ય અસર જણાતી નથી; પરંતુ કોઈ ખાસ પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થતાં તેના આંદોલનને લીધે તે ખળભળાટ મનના મર્યાદારૂપી કવચને ભેદીને બહાર પડતાં જ ઉપરટપકેથી જણાતી નિશ્ચિંતતા નાશ પામે છે અને મનોવિકારને પરિણામે પ્રલયંકારી દશાનો અનુભવ થાય છે; તેમ જ સર્વનાશ દૃષ્ટિ સમક્ષ હાજર થાય છે. ત્યારે તે મનોભૂમિના કવચની નીચે સુષુપ્તાવસ્થામાં પડેલાં કલ્યાણના બીજ માનસિક ખળભળાટ થતાં ઊગી નીકળે છે અને તેમનાં કિંમતી તત્ત્વો દૃષ્ટિએ પડે છે. અલબત્ત, તેમનો યોગ્ય રીતે ઉપયોગ થવા માટે દઢાપણ અને નિશ્ચયની આવશ્યકતા રહે છે.

## ૧ - વૃત્તિનું પરિવર્તન

માનસિક ક્ષુબ્ધતાને લીધે થયેલાં કાર્યોને પરિણામે અધોગતિ પામેલાં અસંખ્ય માણસો વિષે કોઈ પણ પ્રકારનું વિવેચન કરવાનું અહીં ઉચિત જણાતું નથી; પણ તેવી જ રીતે મનમાં થયેલા ક્ષોભને પરિણામે ઈશ્વરપ્રાપ્તિને માર્ગે વળેલા માણસો, કે જેમની સંખ્યા નાનીસૂની નથી; તેવા માણસોનાં ચરિત્રોનો જ અહીં વિચાર કરવાનો છે. પોતાનાં પાપકર્મોનાં દુઃખ ભોગવવા માટે પોતાનાં સ્ત્રી-પુત્રો તૈયાર નથી એવું સમજાતાં વિરક્ત બની નારદની કૃપાથી પ્રભુ-સ્મરણમાં લાગેલો વાલકો ભીલ; એક રોગી, એક ઘરડો માણસ અને મડદું જોવામાં આવતાં દેહની ક્ષણભંગુરતાનો ખ્યાલ આવતાં સત્યની શોધમાં નીકળી પડનારો વૈભવમાં આળોટતો રાજપુત્ર ગૌતમબુદ્ધ; પત્નીએ કાનનો પડદો ઉઘાડી દેવાથી વિષયોમાંથી પાછો વળી રામભજનમાં જકડાયેલો લંપટ તુલસીદાસ; એક ભિખારીના વેશમાં રહેલા સત્પુરુષે ઐશ્વર્યોનું દુઃખદ પરિણામ જણાવવાથી રાજ્યપદનો ત્યાગ કરી ફકીર બનેલો ભક્તિવિજયમાંનો બાદશાહ વગેરેનાં દૃષ્ટાંતો ઘણાખરાના વાંચવામાં કે સાંભળવામાં આવ્યાં હશે. ઉપર જણાવેલા પ્રત્યેક પુરુષની બાબતમાં, એવો એકાદ પ્રસંગ તેમના જીવનમાં બની આવ્યો કે જેને લીધે તેટલા સમય પર્યંત સાધારણ રીતે શાંતપણે વ્યતીત થતું તેમનું જીવન એકાએક ખળભળી ઊઠયું અને દૃઢ અને સ્થિર જણાતા જીવનના માર્ગનો પ્રવાહ બીજો કોઈ ઉચ્ચતર આધાર શોધવા માટે બીજી તરફ વળ્યો. ક્રિશ્ચિયન ધર્મના તત્ત્વજ્ઞાનમાં એને જ ( Conversion ) વૃત્તિનું પરિવર્તન કે ( Awakening ) જાગૃતિ કહેવામાં આવે છે. પારમાર્થિક જીવનમાં ભલેને એ

ચઢાવેલા ખોટા દાગીના જેવા તેમને જણાયા. આ પ્રતિષ્ઠિત કહેવાતા માણસો જ તેમનું ગળું કાપવા તૈયાર થયા હતા. વિધવા સ્ત્રીઓ અને સગીર બાળકોની મિલકત એટલે હરામ ખોર-ઠગારા અને ઢોંગીલા દુષ્ટ માણસોનો કોળિયો જ સમજી લેવાનો: તે હડપી લેવા માટે તેઓ હમેશાં તૈયાર જ હોય; એવા પ્રકારની પરિસ્થિતિ આજે તો જણાય છે. આ ભયંકર પરિસ્થિતિમાં અનેક વિકટ પ્રશ્નો તુકારામ આગળ આવી ઊભા રહ્યા; અને તેમને બિવડાવવા લાગ્યા.

'હવે, શું ખાવું! ક્યાં જવું! ગામમાં કોના બળે આધારે રહેવું! ગામનો મુખી કોપ્યો છે. આ ગામના લોકો પણ કોપ્યા છે, હવે મને ભીખ કોણ આપશે! 'હવે એણે (તુકારામે) આબરૂ ગુમાવી દીધી છે' એવું લોકો બોલે છે અને કહે છે કે 'દીવાની કચેરીમાં એનો ફેંસલો થશે.' (દુઃખમાંથી ઊગરવા માટે) મેં સારા માણસોની પાસે મદદ માગી. અરેરે! દૈવે મારા જેવા દુર્બળનો ઘાત કર્યો!'

### દૈવે સદ્‌બુદ્ધિ આપી

आतां काय खावें कोणीकडे जावें। गांवांत राहावें कोण्या बळें॥
कोपला पाटील, गांवींचे हे लोक। आतां मज भीक कोण घाली॥
आतां येणें चवी सांडिली म्हणती। निवाडा करिती दिवाणांत॥
भल्या लोकांसी सांगितली मात। केला माझा घात दुर्बळाचा॥

તુકારામની મનઃસ્થિતિ તે વખતે કેવી હતી તે તેમના રચેલા ઉપર જણાવેલા અભંગ પરથી પ્રતીત થાય છે. તુકારામે અભંગ દ્વારા પૂછેલા પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નનો ઉત્તર તત્કાલીન લોકો આપી શક્યા નહીં. સંસારમાં સુખ પૂર્વક, સંતોષથી રહેનારા માણસને કોઈ આધાર જણાતો

હોય છે અને તે આધારને ભરોસે તે નિશ્ચિંત હોય છે. પોતાના શરીરનું સામર્થ્ય, આરોગ્ય, બુદ્ધિ, સામાજિક દરજ્જો, માન-મોભો, માલમિલકત, મા-બાપ, ભાઈ-ભાંડુ, ઇષ્ટમિત્ર, ગામમાંના સારા માણસોની હૂંફ વગેરેના આધારને લીધે માણસ દુનિયામાંના સકળ વ્યવહારો કરતો રહી ઠીક ઠીકપણે નિશ્ચિંતતા અનુભવી સુખે રહેતો હોય છે. તુકારામને આ બધો આધાર તૂટી પડ્યો હતો. દુનિયામાં પોતાનું કોઈ નથી એવા એકલપણાની ભાવના તેમને અસહ્ય થઈ પડી. બધે નિરાશા અને અંધકાર વ્યાપેલાં તેમને જણાયાં.

તેમને સ્થાને જો કોઈ ષંઢ કે હલકા કુળનો અને નીચ સ્વભાવનો માણસ હોત, તો આ સ્થિતિમાં તેણે ગમે તેવા સારા-નરસા માર્ગે પૈસા મેળવી દુનિયાદારીનું ગાડું ચલાવે રાખ્યુ હોત કે આત્મહત્યાનો માર્ગ અખત્યાર કર્યો હોત; અથવા દુઃખ ભૂલવા માટે વ્યસનને પનારે પડ્યો હોત; અથવા દુઃખ ભૂલવા સાથે તે માણસાઈનાં સૂત્રો પણ વીસરી ગયો હોત. મતલબ કે ઉપર જણાવેલા માર્ગોમાંનો ગમે તે એક માર્ગ તેણે સ્વીકારી લીધો હોત; કારણ કે તેમ કર્યા સિવાય અન્ય કોઈ પણ માર્ગ તેના બચાવ માટે તેને શ્રેયસ્કર લાગત નહીં. પરંતુ તુકારામ તે કોટિમાંના ન હતા. તેમનું ધૈર્ય અને શીલ પ્રથમ પંક્તિનાં હતાં. તેમના કુળમાં કેટલીય પેઢીઓથી ચાલતા આવેલા ભક્તિના સાત્ત્વિક સંસ્કાર તેમના અંતઃકરણના ઊંડા ભાગમાં પ્રવેશી રહ્યા હતા અને ત્યાં જ ઘર કરી બેઠેલા હતા; અને તેથી જ આવી વિકટ પરિસ્થિતિમાં પણ કોઈ પણ અધમ માર્ગ સ્વીકારવા માટે તેઓ તૈયાર થયા નહીં. એવા નીચ માર્ગ તો તેમની નજર સામે ફરકી શકયા પણ નહીં.

देह तव आहे प्रारब्धा आधीन । याचा मी कां शीण वाहूं भार ॥
मरो माझा काळ तुझिया चिंतनें । काया वाचा मनें इच्छितसें ॥
लाभ तो न दिसे याहूनी दुसरा । आणिक दातारा येणें जन्में ॥
तुका म्हणे आलों सोशीत संकटें । 'मी माझें' वोखटें आहे देवा ॥

આ પ્રમાણે દુનિયા તરફ પૂંઠ ફેરવી તુકારામે ઈશ્વર ભણી મોં વાળ્યું. અહીંથી તેમના પારમાર્થિક જીવનનો આરંભ થયો. એ પૂર્વેના તેમના જીવનના ઇતિહાસમાં વિશેષ મહત્ત્વનું કાંઈ નથી. પરમાર્થના પથ પર પગ મૂકવાના કાર્યથી માંડી દેવળના ગર્ભભાગમાં જઈ ઈશ્વરદર્શન સુધી તેમણે કેવા કેવા પ્રકારનો પ્રવાસ કર્યો; કયા પ્રકારની ભિન્ન ભિન્ન અવસ્થાઓમાંથી તેમનું મન પસાર થયું; તેમના માર્ગમાં આવેલી અડચણોમાંથી તેઓ કેવી રીતે પાર ઊતર્યા અને અંતે સાક્ષાત્કારનો અનુપમ આનંદ ભોગવીને ઈશ્વર સાથે ઐક્ય પામવાનો લાભ તેઓ કેવી રીતે પામી શક્યા વગેરે સર્વ હકીકતોનું અન્વેષણ તેમના અભંગોમાંથી કરવાનું છે. સાક્ષાત્કારને માર્ગે આગળ વધેલા સંતો સંબંધી ઉલ્લેખ તેમણે કરેલો છે. ભવિષ્યના સાધકોએ તેમના જ માર્ગને અનુસરવાનો હોય છે. સાક્ષાત્કારનો માર્ગ શોધવાનો આ જ એકમાત્ર ઉપાય છે. શબ્દપ્રમાણ સિવાયનાં ઇતર પ્રમાણોથી તે જાણી શકાતો નથી. તેથી સંતોના શબ્દોનો ગહન અભ્યાસ કરવાનું સાધકો માટે જરૂરી હોય છે.

એ ભાવિ માર્ગનો સ્પષ્ટ અને સંક્ષિપ્ત પરિચય તુકારામે પોતાના એક અભંગમાં આપ્યો છે. તેથી તે અભંગોનું પરિશીલન કરી—તેમને સ્પષ્ટ રીતે સમજી લઈ પ્રસ્તુત અભંગોએ જણાવેલો માર્ગ જાણી લેવો જોઈએ; તેથી તેવા અભંગો વિષે પ્રથમ વિચાર કરીએ: 'આપનું જીવનચરિત

કહી સંભળાવો!' એવો પ્રશ્ન સંતોએ કરવાથી તુકારામે આ અભંગમાં તેનો ઉત્તર આપ્યો છે. પોતાના નમ્ર અને નિરભિમાની સ્વભાવ પ્રમાણે તેઓ કહે છેઃ 'પોતાને મોઢે પોતાને વિષે કાંઈ કહેવું નહીં, પરંતુ આપ સંતોનું વચન પાળવું જ જોઈએ, તેથી બોલું છું. મારો જન્મ શૂદ્ર વંશમાં થયો છે. મારા કુળમાં ચાલતો આવેલો વાણિયાનો ધંધો મેં કર્યો. અમારા કુળમાં ઈશ્વરભક્તિનું કાર્ય વંશપરંપરાથી ચાલતું આવેલું છે. આગળ જતાં સંસારમાંનાં અનેક દુઃખોથી હું અત્યંત કષ્ટ પામ્યો. મારાં મા-બાપ મરણ પામ્યાં. દુકાળમાં સઘળી સંપત્તિ નાશ પામી. તેમ થવાથી હું બેઆબરૂ થયો. મારી એક પત્ની 'અનાજ-અનાજ' કરતી મરણ પામી. લોકોને મોઢું દેખાડવામાં શરમ લાગવા માંડી. ધંધામાં ખોટ આવવા લાગી. આ બધાં દુઃખોથી હું ત્રાસી ઊઠ્યો. પછી ઈશ્વર ભણી મન વળ્યું અને ભગ્ન દેવાલયનો જીર્ણોદ્ધાર કરવાનું મારા મનમાં આવ્યું. તેવી જ રીતે દરેક એકાદશીએ કીર્તન કરવાનું મેં શરૂ કર્યું. પહેલાં તો અભ્યાસ પ્રતિ લક્ષ ન હતું. સંતોનાં કેટલાંક વચનોમાં વિશ્વાસ અને માન રાખી તે મોઢે કર્યાં. કોઈ ઈશ્વરનાં ભજન ગાતું હોય તેવાં ભજનોનાં ધ્રુવપદો અંતઃકરણ પવિત્ર રાખી યાદ રાખવા લાગ્યો. સંતોના ચરણોના ઉદકનું સેવન કર્યું, એ બાબતની મનમાં શરમ આવવા દીધી નહીં. શરીરને કષ્ટ આપીને પણ થઈ શકે તે પરોપકારનું કાર્ય કર્યું. 'ફરીથી દુનિયાદારીના વ્યવહારમાં પડો' એવી મિત્રોની સલાહ પ્રત્યે મેં દુર્લક્ષ સેવ્યું. દુનિયાના સકળ વ્યવહારો પ્રત્યે મને ઘૃણા ઊપજી. સત્ય અને અસત્યનો ભેદ પારખવા માટે મેં મારા મનને સાક્ષી બનાવ્યું; બહુમતને એ વિષે મેં અવકાશ આપ્યો

નહીં. શ્રી સદ્‌ગુરુનો ઉપદેશ સ્વીકારીને પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખ્યો. આગળ જતાં કવિત્વની સ્ફુરણા થઈ. અભંગોના લખાણની પ્રતો પાણીમાં ડુબાવી દેવાયાને લીધે મારા મનને ભારે આઘાત થયો. તે વાતનું પણ ઈશ્વરે સમાધાન કર્યું. વિસ્તારપૂર્વક 'મારા વિષેની સઘળી હકીકત કહેતાં મોટું થશે, તેથી સંક્ષેપમાં જ કહું છું. આજે તો હું તમને દેખાઉં છું તેવો છું. ભવિષ્યમા મારું શું થવાનું છે તે તો ઈશ્વર જાણે. મને એટલુ તો જણાઈ આવ્યું છે કે પ્રભુ દયાળુ છે. તે ભક્તો પ્રત્યે ક્યારેય બેદરકાર રહેતો નથી, એક માત્ર ઈશ્વર જ મારી પૂંજી છે. તેણે જે કાંઈ કહેવડાવ્યુ તે હું આપની આગળ બોલી ગયો.' આ અભંગ અતિ મહત્ત્વનો હોવાથી એનો ભાવાર્થ વિસ્તારપૂર્વક આપ્યો છે.

'यातिं शूद्रवंश केला वेवसाव । आदि तो हा देव कुलपूज्य ॥
नये वोलों परी पाळिलें वचन । केलियाचा प्रश्न तुम्ही संतीं ॥
संवसारें झालों अतिदुःखें दुःखी । मायबाप सेखीं क्रमिलिया ॥
दुष्काळें आटिलें द्रव्य, गेला मान । स्त्री एक अन्न अन्न करितां मेली ॥
लज्जा वाटे जीवा, त्रासलो या दुःखें । वेवसाव देखें तुटी येतां ॥
देवाचें देउळ होतें तें भंगलें । चित्तासी जें आलें करावेंसें ॥
आरंभी कीर्तन करी एकादशी । न व्हतें अभ्यासी चित्त आधीं ॥
काही पाठ केलीं संतांचीं उत्तरें । विश्वासें आदरें करोनिया ॥
गातीं पुढें त्यांचें धरावें ध्रुपद । भावें चित्त शुद्ध करोनिया ॥
संतांचें सेविलें तीर्थ पायवणी । लाज नाहीं मनीं येवों दिली ॥
ठाकला तो कांहीं केला उपकार । केलें हें शरीर कष्टवूनी ॥
वचन मानिलें नाहीं सुहृदाचें । समूळ प्रपंचें वीट आला ॥
सत्य असत्यासी मन केलें ग्वाही । मानियेलें नाहीं बहुमत ॥
मानियेला स्वप्नीं गुरूचा उपदेश । धरिला विश्वास दृढ नामीं ॥
यावरी या झाली कवित्वाची स्फूर्ति । पाय धरिले चित्तीं विठोबाचे ॥

निषेधाचा काही पडिला आघात । तेणें मध्यें चित्त दुरावलें ॥
बुडविल्या वह्या, बैसलों धरणे केलें नारायणें समाधान ॥
विस्तारी सांगता बहुत प्रकार होईल उशीर आतां पुरे ॥
आतां आहे तैसा दिसतो विचार । पुढील प्रकार देव जाणे ॥
भक्ता नारायण नुपेक्षी सर्वथा । कृपावंत ऐसा कळों आलें ॥
तुका म्हणे माझें सर्व भांडवल । बोलविले बोल पांडुरंगें ॥

પરમાર્થની દૃષ્ટિએ સંતોના ગ્રંથોમાં મનુષ્યની બદ્ધ, મુમુક્ષુ, સાધક અને સિદ્ધ એવી ચાર અવસ્થાઓ જણાવવામાં આવી છે. તેમનુ વિસ્તારપૂર્વક વર્ણન સમર્થ રામદાસ સ્વામીએ દાસબોધમાં-દશક ૫, સમાસ ૭થી ૧૦માં-કર્યું છે. આ અવસ્થાઓ પ્રમાણે તુકારામના આધ્યાત્મિક જીવનનું વિવેચન કરવાનુ છે. આ પ્રથમ પ્રકરણમાં બદ્ધાવસ્થામાંથી મુમુક્ષુ અવસ્થામા દાખલ થવા સુધીની ક્રિયાનો વિચાર કરવામા આવ્યો છે. આ મુમુક્ષુ અવસ્થાનો ઉષઃકાલ છે. આગળ ઉપર કરવામા આવનારા વિવેચનની કલ્પના થવા માટે આ ચારે દશાઓની વિશિષ્ટતા દર્શાવનારી દાસબોધમાંની મહત્ત્વની ઓવીઓ નીચે આપવામા આવી છેઃ

बद्धलक्षण

न कळे सारासार विचार । न कळे स्वधर्म आचार ॥
न कळे परोपकार । दानपुण्य ॥
ज्यासी नाहीं आत्मज्ञान । हें मुख्य बद्धाचें लक्षण ॥
परमार्थी विपर्यो अज्ञान । प्रपंचाचें उदंड ज्ञान ॥
नेणे स्वयें समाधान । या नाव बद्ध ॥
परमार्थाचा अनादर । प्रपन्या चा अत्यादर ॥
ससार भार आजार । या नाव बद्ध ॥
हातीं द्रव्याची जपमाळ । कांताध्यान सर्वकाळ ॥
सत्संगाचा दुष्काळ । या नांव बद्ध ॥

## मुमुक्षुलक्षण

संसारदुःखें दुःखावला । त्रिविध तापें तापला ॥
निरूपणें पस्तावला । अंतर्यामी ॥
प्रपंच जाइल सकळ । येथील श्रम तो निर्फळ ॥
आतां कांहीं आपुला काळ । सार्थक करूं ॥
पूर्वी नाना दोष केले । ते अवघेची आठवले ॥
पुढें येऊनी उभे ठेले । अंतर्यामीं ॥
कोण उपाय करावा । कैसा परलोक साधावा ॥
कोण्या गुणें देवाधिदेवा । पाविजेल ॥
ऐसा मनीं पस्तावला । निरूपणें पालटला ॥
तोचि मुमुक्षु बोलिला । ग्रंथांतरीं ॥
नाना तीर्थे धुंडाळिलीं । शमदमादि साधनें केलीं ॥
नाना ग्रंथांतरें पाहिलीं । शोधानिया ॥
तेणें नव्हे समाधान । वाटे अवघाचि अनुमान ॥
म्हणे रिघों संतास शरण । या नांव मुमुक्षु ॥
स्वार्थ सोडून प्रपंचाचा । हव्यास धरला परमार्थाचा ॥
अंकित होइन सज्जनाचा । म्हणे तो मुमुक्षु ॥

## साधकलक्षण

अवगुणाचा करून त्याग । जेणें धरिला सत्संग ॥
तयासी बोलिजे मग । साधक ऐसा ॥
जो संतासी शरण गेला । संतजनीं आश्वासिला ॥
मग तो साधक बोलिला । ग्रंथांतरीं ॥
नाना संदेहनिवृत्ति । व्हावया धरी सत्संगती ॥
आत्मशास्त्र गुरु प्रचीति । ऐक्यता आणी ॥
देहबुद्धि विवेकें वारी । आत्मबुद्धि सदृढ करी ॥
श्रवण मनन केलेंचि करी । या नाव साधक ॥
उत्तमें साधूंचीं लक्षणें । अंगिकारी निरूपणें ॥
लावी ऐक्यतेची समाधी । या नांव साधक ॥

अवगुण त्यागी दिवसें दिवस । करि उत्तम गुणाचा अभ्यास ॥
स्वरूपीं लावी निज ध्यास । या नाव साधक ।
अभ्यासाचा संग धरिला । सांक्षेपा सरिसा निघाला ॥
प्रेल सांगाती भला । साधन पथें ॥
बळेंचा अरघा त्याग कीजे । म्हणोनि साधक बोलिजे ॥

सिद्धलक्षण

साधु वस्तु होऊन ठेला । संशय ब्रह्मांडा बाहेर गेला ।
निश्चय चळे ना ऐसा झाला । या नाव सिद्ध ।
मदद्दरहित ज्ञान । तेंचि सिद्धाचें लक्षण ॥
ऐक सिद्धाचें लक्षण । सिद्ध म्हणजे स्वरूप जाण ॥
तयें पाहता वेगळे पण । मुळींच नाहीं ॥
स्वरूप होउन राहिजे । तया नाव सिद्ध बोलिजे ।
सिद्ध स्वरूपींच साजे । सिद्ध पण ॥

ઉપરની ઓવીઓનો ભાવાર્થ આ પ્રમાણે છે•

**બદ્ધલક્ષણ :** જેને સારાસાર જણાતો નથી, પોતાના ધર્મનુ આચરણ સમજાતુ નથી, પરોપકાર કરવાનુ સૂઝતું નથી, તેને બદ્ધ જાણવો આત્મજ્ઞાનનો અભાવ એ બદ્ધનુ મુખ્ય લક્ષણ છે. તેને દુનિયાના પ્રપચનુ ઉત્કૃષ્ટ જ્ઞાન હોય છે, પણ પરમાર્થનુ પૂર્ણ અજ્ઞાન હોય છે તેથી તેને સત્યવસ્તુ સમજાતી નથી પરમાર્થ વિષે સૂગ હોય છે તેથી તે પર તેને પ્રીતિ હોતી નથી, પરતુ સસારના વિષયોમા ખૂબ પ્રેમ હોય છે અને તેનો ભાર સદા તે વહ્યા કરે છે હાથમા માળા લઈ તે હમેશા ધનનુ સ્મરણ કરતો હોય છે અને તેનું ચિત્ત સદા રમણીમા રમ્યા કરતું હોય છે. સત્સગનો જેને માટે કાયમનો દુકાળ પડેલો હોય તેને બદ્ધ જાણવો.

**મુમુક્ષુલક્ષણ:** દુનિયામાના દુઃખોથી જે દુખી થયો હોય છે, આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક

એવા ત્રણે તાપથી સંતપ્ત થયો હોય; શાસ્ત્રોએ કરેલા નિર્ણયને સાંભળી જેનું અંતઃકરણ પશ્ચાત્તાપથી દગ્ધ થતું હોય તેને મુમુક્ષુ જાણવો. 'આ સઘળો માયિક પ્રપંચ એક દિવસ જતો રહેવાનો છે; એની ખાતર ઉઠાવેલો સર્વ શ્રમ વ્યર્થ છે એટલા માટે હવે પોતાના શેષ જીવનની સાર્થકતા સાધી લેવી,' એમ તેને લાગવા માંડે છે. પોતે કરેલા પાપોની સ્મૃતિ થતાં તે સઘળાં તેની આગળ આવીને ઊભાં રહે છે અને 'હવે કયા ઉપાયથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, ઈશ્વરનો સાક્ષાત્કાર કઈ રીતે થશે?' એવા વિચારો તે કરવા માંડે છે. આવી રીતે જેને પોતાનાં દુષ્કૃત્યો બદલ પશ્ચાત્તાપ થાય છે, શાસ્ત્રોના શ્રવણથી જેનો હૃદયપલટો થાય છે તે મુમુક્ષુ કહેવાય. અનેક તીર્થોમાં ભમવાથી, શમદમાદિ વડે કે વિવિધ ગ્રંથોનો અભ્યાસ કરવાથી મનનું સમાધાન થતું નથી, એમાં ચિત્તની શાંતિનો અનુભવ નથી પણ ચિત્તને શાંતિ મળે છે એવા પ્રકારનું માત્ર અનુમાન જ છે; એવી જેને ખાતરી થાય છે; તેથી મનઃશાંતિ કયા પ્રકારે થાય તેનો ઉપાય જાણી લેવા માટે જે સંતોને શરણે જવા માટે અને સંસારની માયાના પ્રપંચનો ત્યાગ કરી પરમાર્થની ઇચ્છા સેવી સંતોને ખોળે બેસવા માટે આતુર થાય તેને મુમુક્ષુ જાણવો.

— **સાધકલક્ષણ :** અવગુણોનો ત્યાગ કરી જે સત્સંગ કરે છે અને સંતોને શરણે જઈ તેમની કૃપા સંપાદન કરી લે છે તે સાધક કહેવાય છે. પછી અનેક પ્રકારના વહેમો દૂર થવાના હેતુથી તે સંતોની સોબતમાં રહે છે અને સદ્ગુરુએ જણાવેલાં સાધનો વડે શાસ્ત્રનો અનુભવ તેમજ ગુરુ અને આત્માનુભવની એકતા સાધે છે, એટલે કે શાસ્ત્રોએ કહેલું

અને સદ્‌ગુરુએ ઉપદેશેલું જ્ઞાન સત્ય છે એ વાત જાત-અનુભવથી જાણી લે છે. તે વિવેકપૂર્વક દેહબુદ્ધિનો ત્યાગ કરી આત્માને વિષે બુદ્ધિને દૃઢ કરે છે અને તે માટે હંમેશાં શાસ્ત્રોનું શ્રવણ અને તેનું મનન કરતો રહે છે. શાસ્ત્રોના નિર્ણયને સાંભળીને તેમાં જણાવેલાં સાધુ પુરુષનાં લક્ષણોને પોતાના અંગમાં ધારણ કરવા માટે તે પ્રયત્નશીલ બને છે; દિવસે દિવસે દુર્ગુણોનો ત્યાગ કરી સદ્‌ગુણોનો સંગ્રહ કરતો રહી આત્મસ્વરૂપમાં ચિત્તને લગાડે છે. આવી રીતે ડાવકાઈથી અને આળસનો ત્યાગ કરી, સદ્‌ગુરુના ઉપદેશનો અભ્યાસ કરી સાધનમાર્ગે જે ગમન કરે છે અને ઈશ્વરવિષયક ચર્ચાઓ સિવાય અન્ય સર્વ વાતોનો દૃઢતાથી ત્યાગ કરે છે તે 'સાધક' કહેવાય છે.

સિદ્ધલક્ષણ : જાતે કાંચન જેવો થયો એટલે સિદ્ધ. સંશયોની જાળમાંથી તે મુક્ત થયો હોય છે તેથી 'અહં બ્રહ્માસ્મિ'ના થયેલા અનુભવમાંથી તેનો નિશ્ચય ડગતો નથી. સંકલ્પવિકલ્પથી રહિત શુદ્ધ આત્મજ્ઞાન થવું એ જ સિદ્ધનું લક્ષણ. આત્મસ્વરૂપ કે બ્રહ્મરૂપ થવું એનું જ નામ સિદ્ધત્વ. અભેદ દૃષ્ટિએ અદ્વૈતપણે આત્મસ્વરૂપનું બ્રહ્મ સાથે ઐક્ય પામવું એ જ ખરું સિદ્ધપણું છે.

ઉપર વર્ણવેલો પરમાર્થ-પથ પરનો માનસિક વિકાસ કાંઈ મનુષ્યકૃત નથી, પરંતુ સૃષ્ટિના નિયમોને વળગીને થનારો વિકાસ છે. વિવેચન અને વર્ગીકરણની સગવડતા ખાતર જ માણસે તેનાં ચાર સોપાન બનાવ્યાં. તેમની સંખ્યા ઓછીવત્તી કરી શકાશે, પરંતુ વિકાસના વર્તુલમાં પરિવર્તન કરી શકાશે નહીં. બાળપણ, યૌવન, પીઢપણું અને ઘડપણ વડે માનવજીવનનો વિકાસ કુદરતે જેવી રીતે કરેલો છે તેવી જ રીતે ઉપર જણાવેલો પારમાર્થિક વિકાસ પણ

વિકાસશીલ ( Dynamic ) છે; અને એક જ સ્થિતિમાં રહેનારી એટલે કે ( static ) નથી. આ બધી વાતો જો લક્ષમાં રાખી હોય તો હવે પછી આવનારાં બીજાં પ્રકરણો વાંચી તે સમજવામાં ઘણી સરળતા જણાશે અને તેમાં ભાસમાન થનારી પુનરુક્તિઓનાં કારણો પણ ધ્યાનમાં આવી જશે. એટલે કે તેમાં કહેવાયેલી હકીકત ફરીથી કહેવાની જરૂરિયાતનાં કારણો સ્પષ્ટ થઈ જશે.

## ૨ : મુમુક્ષુત્વ

'कोण्या भावें देवा आतुडसी'
'कर्णधार मिळे तरी बरें'

'કયા ભાવથી ( સેવા કરવાથી ) હે દેવ! મને , તારી પ્રાપ્તિ થશે? (એ વાતનો મર્મ મને જણાવ!)'

'તારણહાર મળે તો સારું.'

ત્રિવિધ તાપથી સંતપ્ત થયેલા તુકારામે જગતનો વ્યવહાર સારો નથી એ જાણ્યા પછી પ્રભુની શોધમાં જવાનું ઠરાવ્યું. બદ્ધદશામાંથી તેણે મુમુક્ષુ અવસ્થામાં પ્રવેશ કર્યો. પણ આ માર્ગથી તેઓ અજાણ્યા હતા. ઈશ્વર એટલે શું અને કયાં સાધનોથી તેની પ્રાપ્તિ થાય એ સંબંધી તેમનું જ્ઞાન નહિવત્ હતું. વંશપરંપરાથી તેમના કુળમાં વિઠ્ઠલની ભક્તિ થતી આવેલી હોવાથી તેમને પુરાણ અને કીર્તન સાંભળવાના ઘણા પ્રસંગો પ્રાપ્ત થયા હતા; તેથી પરમાર્થ માર્ગ સંબંધી મળેલી થોડીઘણી જ્ઞાનરૂપી પૂંજી વડે તેમણે પરમાર્થનો ધંધો આદર્યો. પાછલા પ્રકરણના અંતમાં જણાવ્યા પ્રમાણે સંતોનાં વચનો અતિ આદરથી

અને તેમના પ્રત્યેના વિશ્વાસથી તેમણે મોઢે કર્યા અને તેઓ હરિકીર્તન કરવા લાગ્યા. કીર્તન–ભજન કરનારા લોકોના ધ્રુવ પદનો તેમણે ઉપયોગ કર્યો. શકય તેટલો સતસમાગમ કરી તેઓ અત્યત નમ્રભાવે સતો પાસેથી પરમાર્થ-જ્ઞાન મેળવી લેતા હતા, એ હકીકત 'संतांचें सेविलें तीर्थ पायवणी' એટલે કે 'સંતોના ચરણોનું સેવન કરી તે ધોઈને તેમનું ઉદક પીધુ' એ પંક્તિ પરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. આ શરૂઆતના સાધનથી તેમના મનનો વિકાસ કઈ રીતે થતો ગયો એનો હવે વિચાર કરવાનો છે

દુનિયા ભણી પૂઠ ફેરવ્યા પછી તુકારામનુ મન સહેજે અતર્મુખ થયુ અને 'આપણે દેવની શોધમા નીકળ્યા છીએ પણ તેની પ્રાપ્તિના સાધનો આપણે જાણતા નથી' આ વાતનુ તેમને તીવ્રપણે ભાન થવા માડ્યુ. 'હે દેવ! તને હુ કઈ રીતે જાણી લઉ, મારા અનુભવમા તું કઈ રીતે આવે? તું સગુણ છે કે નિર્ગુણ, નાનો છે કે મોટો, એ મને સમજાતું નથી આ ભવસાગર તરી જવા માટે કયુ સાધન નક્કી કરુ? તારા ચરણોની મને કઈ રીતે પ્રાપ્તિ થાય? એ વાત હુ જાણતો નથી.' એવો પ્રશ્ન તેમણે ઈશ્વરને પૂછ્યો

### પ્રભો! ભક્તિનુ રહસ્ય મને દેખાડ

काय तुज कैसें जाणावें गा देवा । आणावें अनुभवा कशापरी ॥
सगुण कीं निगुण स्थूल कीं लहान । न कळे अनुमान मज तुझें ॥
कोणता निर्धार करू हा विचार । भवसिंधुपार तरावया ॥
तुका म्हणे कैसे पाय आतुडती । न पडे श्रीपति वर्म ठावें ॥

'હે દેવ! કઈ રીતે તારુ ધ્યાન ધરુ, ભક્તિ અને સેવા કઈ રીતે કરુ, કીર્તિનુ વર્ણન કઈ રીતે કરુ, તારામા ચિત્ત કઈ રીતે જોડું, કયા ભાવે કરી મને તારી પ્રાપ્તિ થશે,

એનો મર્મ મને કહે. સાથે સાથે એ પણ કહી દેજે કે મારી માનસિક સ્થિતિ અને બુદ્ધિ કેવાં હોવાં જોઈએ. તેં મને તારો દાસ બનાવ્યો છે તો હવે હું તારો દાસ છું એની મને ખાતરી થવા દે.' આવી રીતે તેમણે ઈશ્વરની પ્રાર્થના કરી.

कैसें करु ध्यान, कैसा पाहों तुज ? वर्म दावी मज याचकासी ॥
कैसी भक्ति करु सांग तुझी सेवा । कोण्या भावें देवा आतुडसी ॥
कैसी कीर्ति वानूं, कैसा लक्ष आणूं । जाणूं हा कवणू कैसा तुज ॥
कैसा गाऊं गीतीं, कैसा ध्याउ चित्तीं । कैसी स्थितिमति दावीं मज ॥
तुका म्हणे जैसा दास केला, देवा । तैसें हें अनुभवा आणीं मज ॥

પરમાર્થમાર્ગનું પોતાને જ્ઞાન નથી; એ જ એક માત્ર કઠણાઈનો સામનો કાંઈ તુકારામને કરવાનો ન હતો, પણ એવી તો બીજી પણ અનેક મુશ્કેલીઓ તેમની સામે ઊભી હતી. એવી મુશ્કેલીઓમા માનસિક નબળાઈ, દુરાગ્રહ અને સંસાર પ્રત્યેનુ આકર્ષણ વગેરેને ગણી શકાય. તુકારામે ઈશ્વરની ખોજમાં જવાનું નક્કી કર્યું પણ 'મને' તેમ કરવામાં સાથ આપવાની ના પાડી. નબળા રાજાનો હુકમ જેમ કોઈ ખાઈ બદેલો પ્રમત્ત પ્રધાન માનવાની ના પાડે તેવા પ્રકારની સ્થિતિ તુકારામની થઈ પડી; એ માટે શો ઉપાય કરવો તે તેમને સૂઝયું નહીં.

'મારું મન વિષયવાસનાનો ત્યાગ કરતું નથી. માનપૂર્વક તેની અનેક પ્રકારે વિનવણી કર્યા છતાં તે પતનને માર્ગે જવા ચાહે છે. એક ઘડીભર પણ તે એક જ ઠેકાણે સ્થિર થતું નથી. વિષયના વમળમાં પડીને ભવનદીના પ્રવાહમાં ભુસ્કો મારવા ઇચ્છે છે. આશા, તૃષ્ણા અને વાસનાએ મારો વધ કરવાની તૈયારી કરી છે. હજી સુધી તું શું જોતો

બેસી રહ્યો છે? એમના તડાકામાંથી મને બચાવ.' આ પ્રકારે તેમણે ઈશ્વરની સ્તુતિ કરી.

काय करूं आतां या मना । न सोडी विषयवासना ॥
प्रार्थिताही राहे ना । आदरें पतना नेऊ पाहे ॥
आता धांवें धावें मा श्रीहरि । गेलों वाया नाहीं तरी ॥
न दिसें कोणी आवरी । आणिक दुसरा तयासी ॥
न राहे एकें ठायें एकी घडी । चित्त तडतडा तोडी ॥
भरले विषयमोवंडी । घालूं पाहे उडी भवडोहीं ॥
आशा तृष्णा कल्पना पापिणी । घात माडला माझा यांणीं ॥
तुका म्हणे चक्रपाणी । काय अजुनी पाहतोसी ॥

તેમનું મન એક ઘડી કે પળભર પણ સ્થિર રહેતું નહીં ઇંદ્રિયોના આકર્ષણને લીધે તે વિષયો ભણી જ દોડવા લાગ્યું તેથી તેમનું ચિત્ત ખળભળવા લાગ્યુ. એ માટે એમનો કોઈ પણ ઉપાય કામે લાગ્યો નહીં. ઈશ્વર એમાંથી ઉગારશે એવં આશાને તેઓ વળગી રહ્યા.

मन माझें चपळ, न राहे निश्चळ । घडी एकी पळ स्थिर नाहीं ॥
आता तू उदास नव्हे नारायणा । धावें मज दीना गांजियेलें ॥
धाय घाली पुढें इन्द्रियांचे ओढी । केलें तडातोडी चित्त माझें ॥
तुका म्हणे माझा न चले सायास । राहिलों मी आस धरुनी तुझी ॥

સ્ત્રી, પુત્ર વગેરેનો મોહ, વિષયોનું આકર્ષણ, લોકલાજ વગેરે અનેક પ્રકારની વાસનાઓ હજુ તેમનો પીછો છોડતાં ન હતાં. આ બધી મુશ્કેલીઓને લીધે ભક્તિ થતી નહીં. ઈશ્વર સિવાય એમાંથી છોડનાર બીજું કોણ છે? તેની આગળ તેમણે ધા નાખી.

स्त्रीपुत्रादिकीं राहिला आदर । विषयीं पडीभर अतिशय ॥
आता सोडवणें धावा नारायणा । मज हें वासना अनावर ॥
येउनिया आड ठाके लोकलाज । तो हें दिसें काज अतरलें ॥
तुका म्हणे आम्हा जेथें जेथें गोवा । तेथें तुम्ही देवा साभाळावें ॥

## નબળાઈ, આળસ અને લોકોનો ત્રાસ

વનમાં એકાંતમાં જઈ સાધના કરવી છે, શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરવો છે, પણ અનાજ છૂટતું નથી એટલે કે અભ્યાસ કરવાની ઇચ્છા તો છે પણ તેમ કરવામાંય ભૂખના દુઃખની હરકત તો ઊભી જ છે; એટલે ભૂખ દૂર થવા માટે અન્ન તો લેવું જ પડે; તો પછી અનાજની ચિંતા લાગેલી હોય તો અભ્યાસ કેમ કરી થઈ શકે? વનનાં દુઃખો સહન થતાં નથી તો સાધના કેમ થાય? વળી હું શૂદ્ર હોવાથી મને શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરવાનો અધિકાર નથી. આયુષ્યની મર્યાદા તો બંધાયલી જ છે, તેથી તે પૂરી થતા મૃત્યુ આવીને ઊભું રહેશે એટલે મૃત્યુની બીક પણ લાગેલી જ છે. આવી રીતે બધી બાજુથી અનેક પ્રકારની ગૂંચવણો અને મૂંઝવણો ઊભી થયેલી છે.

न सउवे अन्न । मज न सेववे वन ॥
म्हणवुनी नारायण । तुझी भाकितो करुणा ॥
नाहीं अधिकार । काही घोकाया अक्षर ॥
तुका म्हणे थोडें आयुष्य अवघेच कोडें ॥

આળસ છૂટતું નથી; તેથી ઈશ્વરના સ્વરૂપનું ચિંતન કરવામાં હરકત ઊભી થાય છે એના કરતાં મોટું વિઘ્ન તે બીજું કયું? દુર્બુદ્ધિએ પણ ફટકો માર્યો છે એથી તુકારામના મનને વ્યાકુળતા અને શ્રમ લાગવા માંડ્યાં.

का जी माझे जीवीं । आळस ठेविला गोसावी ॥
येवढा घात आणीक काय । साधनासी अंतराय ॥
देह आत्मवदी । केला घात कुबुद्धि ॥
तुका म्हणे मन । कळवळे वाटे क्षीण ॥

મનને ઠેકાણે કેમ લાવવું, ભક્તિ કેમ કરવી વગેરે ભાંજગડમાં પોતાના વિચારોને જોઈતી સ્વસ્થતા પણ તુકારામને મળતી નહીં. તેમનું મન જેમ તેમને ત્રાસ આપતું હતું તે પ્રમાણે લોકો પણ તેમને સંતાપવા લાગ્યા તેથી તેઓ તદ્દન કંટાળી ગયા. 'હું કોઈને ઘેર જતો નથી, કોઈનું કાંઈ ખાતો નથી, કોઈ સાથે કાંઈ સંબંધ નથી. આવડે તેવી ઈશ્વરની ભક્તિ કરું છું, તો પછી આ લોકો બળજબરીએ આવીને શા માટે મને સતાવે છે અને છળે છે?' એવો પ્રશ્ન તેમને ઉદ્ભવ્યો.

नवजातां घरा । आम्ही कोणान्या दातारा ॥
का हे छळू येती लोक । दाट बळेचि कटक ॥
नाहीं आम्ही खात । काही कोणाचें लागत ॥
करूँ तैसी सेवा । तुका म्हणे करू देवा ॥

દુનિયાને બે મોઢાં છે; ચોક્કસપણે કાંઈ પણ વાત લોકો કહેતાં નથી. બન્ને બાજુ બોલીને વગોવણી કરે છે. કોઈ દુનિયાદારીમાં પડે તો, તે ઈશ્વરને ભૂલી ગયો છે, તે પાપી છે એમ તેને કહે; સંસારનો ત્યાગ કરે તો આળસુ, પેટભરો કહે; કર્મકાંડમાં લાગેલાને ઢોંગી અને તેનાથી વિમુખ રહે તો તેને ભ્રષ્ટ કહીને વગોવે. સત્સંગ કરનારને તેમ જ ઉપદેશ લઈ તે પ્રમાણે ન વર્તનારાને અભાગિયો અને અજ્ઞાની કહી મૂર્ખ ઠરાવે છે. નિર્ધનને મુફલિસ અને રાંક કહે; ધનવાનને ગર્વિષ્ઠ; કોઈને મળવા ન જનારને નિષ્ઠુર; અને જનારને, ખાઈ ને બીજાનું ઘર ઘાલનાર; અપુત્ર

દૃઢ સંસ્કારોને લીધે પોતાને દુઃખી અને પાપી માની, પોતાની અંદર હોય કે ન હોય તેવા અવગુણોની અને કરેલાં કે ન કરેલાં ભયંકર પાપોની ઘોર નિંદા કરીને પોતાની જાતને ધિક્કારવા માંડે છે. અકાળે વૈધવ્ય પ્રાપ્ત થયેલી દુર્ભાગી વિધવા અથવા પોતાના એકના એક પુત્રના મૃત્યુથી દુઃખી થયેલાં હતભાગી માબાપો–એમનો કરુણ વિલાપ તો ઘણાઓએ સાંભળ્યો હશે જ. 'અમે પાપી; અમે દુષ્ટ; અમે નીચ છીએ તેથી જ આ ભયંકર વજ્રનો પાત અમારા શિર પર થયો છે.' એવી રીતે પોતાને ધિક્કારતાં તે લોકો સંભળાય છે. આવાં માણસો ખરાબ કે પાપી હોતાં નથી પણ સારાં હોય છે; પરંતુ દુઃખથી હૈયું દબાઈ જવાને લીધે નિરાશાની ભરતીમાં તેમને પોતામાં એક પણ સારો ગુણ હોવાનું જણાતું નથી. પોતાની અંદર સઘળા પ્રકારના દુર્ગુણો જ રહેલા છે એવું તેમને લાગે છે. નાના સરખા કાળા રંગના વાદળથી સૂર્ય ઢંકાઈ જતાં થોડા સમય સુધી સર્વત્ર અંધકાર થયેલો ભાસે છે. તુકારામ ઉપર પણ નસીબે એવો જ કારમો ફટકો લગાવ્યો હતો અને તેમાંથી મુક્તિ પામવા માટે તેમણે ઈશ્વર ભણી પોતાનું મો ફેરવ્યું હતું; પરંતુ તે માર્ગમાં પણ ભક્તિનાં સાધનોનું અજ્ઞાન, મનની નબળાઈ, લોકો તરફનો ત્રાસ વગેરે વિઘ્નોના પર્વતો તેમને દેખાવા લાગ્યા. ત્યારે 'હું ખરેખર પાપી, દુષ્ટ અને ચાંડાલ છું' એવું પોતાને વિષે તેમને લાગવા માંડયું અને પોતાની જાતને તેઓ ધિક્કારવા લાગ્યા. તુકારામ દુર્ગુણી કે પાપી ન હતા. તેઓ સાત્ત્વિક વૃત્તિના પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા; શ્રદ્ધાળુ અને પાપથી ડરીને ચાલનારા હતા. પરંતુ ઉપર આપેલાં દૃષ્ટાંતો પ્રમાણે તેમની હાલત થવાથી તેમણે પોતાના આત્માની વગોવણી

કરી. મુમુક્ષુ અવસ્થાના આરંભમાં મનની આ વિશિષ્ટ સ્થિતિ ધ્યાનમાં લેવા જેવી છે, તેથી સહેજ વિસ્તારથી તેનું વર્ણન અને વિવેચન કર્યું છે.

'હું નીચ છું; મારામાં સ્નેહ, દયા કે માયાનો ભાવ પણ નથી; માન માટે હજુ મને લિપ્સા છે. કોઈના પણ ઉપયોગમાં ન આવનારા મારા આ શરીરને ધિક્કાર છે. હું તો કોઈના ઉપર કાંઈ પણ ઉપકાર કરતો નથી; પરંતુ બીજાઓએ મારા પર કરેલા ઉપકારોનું મને સ્મરણ પણ નથી. મારા કરતાં વધુ અધમ બીજો કોણ છે? અત્યંત કિંમતી મિષ્ટ પકવાન્નો પણ મને તો ભાવતાં નથી! મારામાં રહેલા દુર્ગુણો મને દેખાતા નથી; પાછલાં સંચિત કર્મો કેવાં હશે, કોને ખબર! મારામાં ઈશ્વરે એવો કયો ગુણ હોવાનું માની મને પોતાના ચરણોમાં સ્થાન આપ્યું છે. મને પ્રભુ પ્રત્યે કેમ આકર્ષણ થયુ છે એ જ સમજાતું નથી;' આવી રીતે તુકારામે આત્મનિંદા કરી છે.

### હું દુષ્ટ, પાપી એવી આત્મનિંદા

मज नाहीं माया मोह नाहीं लोभ । अधिक तो क्षोभ आदराचा ॥
धिग् हें शरीर अनउपकार । न मानी आभार उपकाराचा ॥
मजहूनी नष्ट आहे ऐसा कोण । नावडे मिष्टान्न बहुमोल ॥
न दिसती मज आपुले अवगुण । संचित ते गुण जाणे मागें ॥
तुका म्हणे माझें देखोनिया काइ । पांडुरंगें पायीं राखीयेलें ॥

'આ જન્મમાં કે જન્માંતરમાંય મેં શુદ્ધ આચરણ રાખ્યુ નથી તેથી જ હું ઈશ્વરનાં ચરણોથી દૂર છું; મારાં સંચિત કર્મોને લીધે મને જન્મ મળ્યો અને દુઃખ પડયું. હું દુષ્ટ છું; પાપી અને ભૂંડો છું; સંસારમાંથી તળાઈ, તળાઈને

બહાર પડ્યો છું. કામક્રોધાદિથી મને ત્રાસ થાય છે તેથી તારી પાસે આવવાનું મારે માટે અશક્ય થઈ પડ્યું છે.' પ્રપંચના પરમાર્થ'–જગતનો પ્રપંચ છૂટતો નથી તેમ પરમાર્થ પણ સધાતો નથી–એવી મારી હાલત થઈ છે. હવે શું કરું ? પતિતપાવન એવુ તારુ નામ છે. એની સાર્થકતા કરવા માટે તું મારી મદદે આવ' આ પ્રમાણે તેમણે ઈશ્વર પાસે દયાની ભીખ માગી.

जन्मांतरीं नाहीं शुद्ध आचरण । या लागीं चरण अंतरलें ॥
वोढवलें संचित येणें जन्में पाहता । आता पंढरीनाथा कृपा करीं ॥
पतितपावन ब्रीद साच करीं देवा । या साठीं कुढावा करीं माझा ॥
अपराधी पातकी दुष्ट दुराचारी । आहळलों भारी सवसारें ॥
काम क्रोध आदि कल्पनेचा त्रास । तुज न पवे ऐसें झालें देवा ॥
हा ना तो ठाव झाला पांडुरंगा । नयेची उपेगा काय करूं ॥
आपुलीया नावा धावणी या धांवें । लवकरी यावें तुका म्हणे ॥

પોતાનો જન્મ વ્યર્થ થઈ એળે ગયો છે એવું તુકારામને લાગતાં તેમને દુઃખ થયુ; ઈશ્વર આપણી આળપંપાળ કરતો નથી તેથી જ આપણે તેને શરણે જતા નથી એ તત્ત્વ તેમને સમજાયું. પૃથ્વીને ભારરૂપ બની આપણે જગતમાં વ્યર્થ શા માટે જીવવું એમ તેઓ કહેવા લાગ્યા. ભવરોગનું દુઃખ ઘણું કપરું છે એની તેમને ખાતરી થઈ.

"वाया ऐसा जन्म गेला । हें विठ्ठला दुःख वाटे ॥
नाहीं सरता झालों पायीं । तुम्ही जइ न पुसा ॥
का मी जीतां संवसारी । आयापवरी भूमिभार ॥
तुका म्हणे पंढरीनाथा । सकळ व्यथा भवरोग ॥

વિષયસુખની આશાથી આપણે બંધનમાં પડ્યા. મદારીની વાંસળીના નાદથી પોતાની જાતને ભૂલી જતા સર્પને

પકડી મદારી તેને કરંડિયામાં પૂરી દે; ગળમાં લાગેલા ભક્ષ્યને ગળવા જતાં માછલી પ્રાણત્યાગ કરે; ગળપણના લોભે મધનો સ્વાદ લેવા જતાં માખી તેમાં લપટાય; તેના જેવી સ્થિતિ આપણી થયેલી છે. એમાંથી પોતાની શક્તિથી મુક્તિ મેળવી શકાતી નથી. એટલા માટે તુકારામ ઈશ્વરની કૃપા મેળવવાની દોડધામમાં પડ્યા:

सर्प भुलोनी गुंतला नादा । गारुडिये फांदा घातलासे ॥
हिंडवूनी पोट भरी दारोदारीं । कोंडूनी पेटारीं असे रया ॥
तैसी परी मज झाली पांडुरंगा । गुंतलों मी गा सोडवी आतां ।
माझें मज कांहीं न चलेसें झालें । कृपा हे तुज न करितां ॥
आमिसें हे मीन लावियेला गळीं । भक्ष तो गिळी म्हणउनीयां ॥
काढूनि बाहेरी प्राण घेऊं पाहे । तेथें बापमाये कवण तयां ॥
गोडपणें माशी गुंतली लिगाडीं । झांपडे फडाफडा अधिकाधिक ॥
तुका म्हणे प्राण घेतला आशा । पढरी निवासा धांव घाली ॥

'જિંદગી વ્યર્થ જવાથી ભારે હાનિ થઈ. 'મારુંતારું' કરવામાં દિવસો વીતી ગયા; મોઢામાં માટી પડી. તારું નામ-સ્મરણ કરવા માટે મન મોકો આપતું નથી; તે ભવનદીમાં ડૂબી જવા ચાહે છે. વિષયોનો હુમલો થવાથી હું મૂઝવણમાં પડ્યો છું.' એમાંથી છૂટવા માટે તુકારામ પ્રભુને શરણે ગયા.

'आयुष्य गेलें वायाविण । थोर झाली नागवण ॥
आतां धांवा धांव करी । काय पहातोसी हरी ॥
'माझें तुझें' याचि मनीं । दिवस गेले, तोंडीं माती ॥
मन वाव घेउ नेदी । बुडवू पाहे भवनदी ॥
पडिला विषयांचा घाला । तेणें नागविलें मला ॥
शरण आलों आतां धांवें । तुका म्हणे मज पावें ॥

### પશ્ચાત્તાપથી ચિત્તશુદ્ધિ

તુકારામ કહે છે, 'મારાં બળવાન કર્મો પોતાનાં ફળ મને આપે છે; મને પતિતને આગળ કરી વધુ પતનને માર્ગે જ લઈ જાય છે. પૂર્વે કરેલાં ભૂંડાં કામો મારા પેટમાં ખૂંચે છે. હે પ્રભો!' મેં ભજન કે સેવા કાંઈ જ કર્યું નથી.'

बलिवंत कर्म । करी आपुला तो धर्म ॥
पुढें घालूनिया सत्ता । न्यावें पतना पतिता ॥
आवरणें खोटीं । केलीं सळतातीं पोटीं ॥
तुका म्हणे देवा । नाहीं भजन केली सेवा ॥

'યોગાભ્યાસ કરવા માટે મારી શક્તિ નથી. સાધનની ક્રિયા સમજાતી નથી, તને મળવાની ઉત્કટ ઇચ્છા છે;' પણ ભજન કરાતું નથી. તને મળવા માટે મન અધીરું બન્યું છે પણ તને કેમ મળાય અથવા તને મળવા માટે શી યુક્તિ કરવી તેની ગમ પડતી નથી. હે પ્રભો ! પિતા તરીકે તું જ મને ઉપદેશ આપ. બીજા કોને પૂછું કે મારે શું કરવું!' આવી રીતે તેમણે પ્રભુની પ્રાર્થના કરી.

नाहीं बळ योगाभ्यास करावया । न कळेनी क्रिया साधनाची ॥
तुझीये भेटीचें प्रेम अंतरगी । नाहीं बळ अंगीं भजनाचें ॥
काय पांडुरंगा करू या विचार । झुरतें अंतर भेटावया ॥
तुका म्हणे माझा वडिलपणें बुद्धि । तुजवीण दयानिधि पुसों कोणा ॥

પોતાના દુર્ગુણોની જાણ થવાને લીધે તુકારામનું મન આ રીતે વ્યથિત થતું હતું–પશ્ચાત્તાપથી શેકાતું હતું. ઉપર જણાવ્યા પ્રમાણે, તેઓ ખરેખર દુષ્ટ કે પાપી ન હતા; દુઃખના ભારને લીધે જ તેમને તેમ લાગતું હતું. વળી આ માનસિક અવ્યવસ્થાથી ઉદ્ભવેલા પશ્ચાત્તાપનો ચિત્તની શુદ્ધિ થવામાં ઘણો ઉપયોગ થાય છે. અહંકારને થયેલા પ્રહારથી

અંતઃકરણ નમ્ર બને છે અને જગતમાંની સર્વ—વસ્તુઓનું મિથ્યાત્વ યથાર્થપણે સમજાય છે તથા તે સંસ્કારો મનમાં દૃઢ થાય છે. ઈશ્વરપ્રાપ્તિ જેવા ધ્યેય તરફ વલણ થતાં તેના આકર્ષણથી મોહના પાશમાંથી અને અહંકારમાંથી ઓછાવત્તા પ્રમાણમાં મુક્ત થયેલું મન ફરીથી તેમને સ્પર્શે તેવો સંભવ ઓછો હોય છે. ઈશ્વરપ્રાપ્તિ જેવું જો કાંઈ ધ્યેય નિશ્ચિત ન હોય તો આ નિરાશાનો અને પશ્ચાત્તાપનો, સ્મશાન-વૈરાગ્ય કરતાં વધુ ઉપયોગ થતો નથી અને તેથી તેમનું કાંઈ પણ મહત્ત્વ હોતું નથી; તોપણ દુઃખમાંથી પાર પહોંચેલા માણસનું કઠોરપણું તથા દુનિયાનો મોહ થોડા-ઘણા પ્રમાણમાં ઓછાં થાય છે એવા પ્રકારનો અનુભવ અને જ્ઞાન સત્ય ઠરે છે. દુઃખને લીધે ચિત્તશુદ્ધિ કઈ રીતે થાય છે, તે દેખાડવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. દુઃખ અને ઈશ્વરપ્રાપ્તિનું ધ્યેય એમને લીધે થયેલી ચિત્તની શુદ્ધિ અને અંતઃકરણમા આવેલી કોમળતા, તુકારામને સાધક દશામા ઘણાં ઉપયોગી નીવડ્યાં; એ આગળ ઉપર જણાઈ આવશે. આ બે ગુણોની ગેરહાજરીને લીધે સાધનમાર્ગમાં પ્રગતિ થવાનુ અશક્ય હોય છે. આ દૃષ્ટિએ તુકારામના પરમાર્થપંથ પરના મનોવિકાસમાં એ એક મહત્ત્વનો માર્ગ-સૂચક સ્તંભ છે.

આ નિરાશાનું અને પશ્ચાત્તાપનું વાદળ કાલક્રમે ધીમેધીમે ટળી ગયુ. જગતમાં જેમ સુખ કાયમ માટે હોતું નથી તેમ દુઃખ પણ નિરંતર રહેતું નથી. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એ પ્રમાણેનો ક્રમ ચાલ્યા જ કરે છે. તુકારામનું મન હવે શાંત થવા માંડયું. યથામણને લીધે [illegible]

જઈને ધીમેધીમે સ્વચ્છ થવા માંડે છે, અથવા તો અંધારા ઓરડામાં પ્રવેશ કર્યા પછી પ્રથમ તો કાંઈ જ દેખાતું નથી, પરંતુ થોડા સમય પછી આજુબાજુના પદાર્થો ધીમેધીમે દેખાવા માંડે છે, તેવી જ રીતે તુકારામનું ક્ષુબ્ધ થયેલું મન શાંત થતાં તેમને પરિસ્થિતિનું ભાન થવા માંડયું. શ્રીહરિના ચરણોમાં તો ચિત્ત તેમણે લગાડયું જ હતું, પરંતુ ત્યાં સુધી પહોંચવાનો માર્ગ તેમને દેખાતો ન હતો, તે હવે અસ્પષ્ટપણે, પણ દેખાવા લાગ્યો અને તેમણે એક એક પગલું તેના પર મૂકવાની શરૂઆત કરી મનનો ક્ષોભ શાંત થયા પછી તુકારામના ધ્યાનમાં આવ્યું કે આ જગતમાં સંતો સિવાય બીજું કાંઈ પણ આપણું ખરું સગું નથી તેથી તેમના દાસ થઈ, તેમને શરણે જઈ તેમની સોબતમાં રહેવાથી ભક્તિનો માર્ગ દેખાશે. આવી રીતે સંતોના ચરણોમાં વિશ્વાસ રાખી તેઓ તેમના દાસ થયા. 'સંતો મારું કલ્યાણ કરશે, એમને પ્રસન્ન થવાથી ગોપાલ મારા પર કૃપા કરશે હું થાકી જાઉં, હતાશ થાઉં કે પડી ભાગું તોપણ તેઓ મને ઉપાડી લેશે; તેમની કૃપાથી મને સઘળા પ્રકારનું સુખ મળશે તેથી હું તેમના કહ્યા પ્રમાણે વર્તીશ અને તેમના ઉચ્છિષ્ટ પદાર્થનું સેવન કરીશ એટલે કે તેમનો ઉપદેશ માનપૂર્વક ગ્રહણ કરીશ,' એવો નિશ્ચય તેમણે કર્યો

### સર્વ ભાવો વડે સંતોનો દાસ થઈશ

संताचिया पायीं हा माझा विश्वास । सर्वभावें दास झालों त्यांचा ॥
तेचि माझें हित करिती सकळ । जणें हा गोपाळ कृपा करी ॥
भागलीया मज वाहतील कडिये । त्याचिया न जाट सरें सुख ॥
तुका म्हणे शेष घेईन आवडी । वचन न मोडीं बोलिलें तें ॥

વંશપરંપરાથી તુકારામ વારકરી સંપ્રદાયના હોવાને લીધે તેમને વિઠ્ઠલના ભક્તોની સોબત પ્રથમથી જ ઓછા-વત્તા પ્રમાણમાં થતી રહેલી હોવી જોઈએ. કીર્તનો સાંભળી અને આદરપૂર્વક સંતોનાં વચનો મોઢે કરી તેમણે પરમાર્થ સંબંધી થોડુંઘણું જ્ઞાન મેળવ્યું હતું, તે ઉપરથી પણ સંતોની મહત્તા અને પરમાર્થપથ પર જવા માટે તેમના સંગાથની ઉપયોગિતા તેમને જણાઈ હોવી જોઈએ. એટલા માટે હરિ મળવાના દૃઢ વિશ્વાસથી તેમણે સંતોના ચરણોની સેવા કરી. સંતોના મુખનાં અમૃતવચનો પોતાને સાંભળવા મળ્યાં એ પણ સંતોનો મહાન ઉપકાર થયો. તેમણે આવી રીતે કરેલા ઉપકારનું ઋણ આ જન્મમાં તો અદા કરી શકાવાનું નથી. માતા જેવી રીતે પોતાના બાળકને શણગારે છે, તેવી રીતે ઉદાર ચિત્તવાળા દયાળુ સંતોએ પોતાને શણગાર્યો છે એવું તેમને જણાવા લાગ્યું.

आजिचें हें मज तुम्ही कृपादान । दिलें संतजन मायबापीं ॥
आलों मुखावाटा अमृतवचनें । उत्तीर्णता येणें नव्हे जन्में ॥
तुका म्हणे तुम्ही उदार कृपाळु । शृङ्गारिलें बाळ कवतुकें ॥

તુકારામે વિચાર કર્યો કે, 'જે જેનો ખોરાક હોય તેનું જ દાન તે ભિખારીને આપે. કોઈના ઘરમાં લાડુ ક્યારેક બનાવ્યા હોય તો તે ઘરમાંથી ભિખારીને પણ લાડુનો જ ટુકડો મળે છે. ભક્તિપ્રેમ એ સંતોનો ખોરાક છે. મને પણ ભક્તિના પ્રેમની ભીખ તેઓ તેમના ઘેર આપશે. ઈશ્વરના પ્રેમ વડે તેમનું પેટ ભરાયેલું છે તેથી તેમનું ઉચ્છિષ્ટ–વધેલું હું લઈશ; તેમના સેવનથી મારી ઇચ્છા પૂર્ણ થતાં તેની ટેવ ઓછી થશે.'

जें ज्याचें जेवण । तेंचि याचकासी दान ॥
आता जाउं चोजवीत । जेथें वैसलीत संत ॥

होतीं घालीं पोटें । मागे उरलीं उच्छिष्टें ॥
तुका म्हणे धाव । पुढें खुद्दल होय ॥

સંતોની પાસે ઐહિક ઐશ્વર્ય નથી, ધન નથી, પરંતુ ઈશ્વરમાં તેમનો અનન્ય ભાવ હોય છે. ગમે તેવાં સંકટથી તેમના ધૈર્યનો ભંગ થતો નથી. ભૂખ કે તરસ લાગી હોય તે વખતે પણ તેઓ ચિત્તમાં નારાયણનું સ્મરણ કરે છે, નારાયણ જ જેમનું ધન છે એવા સંતોને ધન્ય છે. એકમાત્ર તેઓ જ પોતાના સગા છે એવો તુકારામે નિશ્ચય કર્યો. ધન અને વૈભવને જ માન આપનારા મિત્રો તુકારામને મળે એવો સંભવ તો હતો જ નહીં; અને તેઓની કિંમત કોડી જેટલી જ છે એવું જણાયાથી તુકારામને પણ તેવાઓની અપેક્ષા ન હતી. વૈભવ પ્રત્યેનો તિરસ્કાર અને ભક્તિ પ્રત્યેનો પ્રેમ એ સંતોના મુખ્ય ગુણ તેમનામાં સહેજે આવીને વસ્યા.

आम्हा सोयरे हरिजन । जनभाग्य निकचन ॥
ज्याच्या धैर्या नाहीं भग । भाव एकविध रग ॥
भुकतान्ह चित्तीं । सदा देव आठवती ॥
तुका म्हणे धन्य । ज्यावें निज नारायण ॥

'સંતોના ચરણો મારા માથા પર મુકાયાથી મળતા સુખ આગળ મોક્ષથી મળતા સુખની શી વિસાત! હિસાબ કરી જોતાં જણાય છે કે તે સુખ અનંત છે. એના જેવો બીજો કોઈ લાભ નથી સંતસમાગમથી માગ બધા કોડ પૂરા પડશે.' આવું સંતસમાગમનું માહાત્મ્ય તુકારામે ઓળખ્યું.

સંતોની સોબતમાં તુકારામની શ્રદ્ધા દૃઢ થવાથી ભક્તિ કરવા માટેનો તેમનો ઉત્સાહ વધ્યો. 'ઈશ્વર છે' એવો અને એટલો જ વિશ્વાસ તેની ભક્તિ કરવા માટે પૂરતો થઈ પડતો નથી. ઈશ્વરનું સ્વરૂપ, તેનો અને ભક્તનો સંબંધ અને

તેની પ્રાપ્તિ કરી લેવા માટેનો પ્રયત્ન તેમ જ ભક્તિ કરવાથી મળતા ફળ સંબંધી જેટલું વધુ જ્ઞાન થાય અને દૃઢ શ્રદ્ધા ઉપજી સ્થિર થાય તેટલા પ્રમાણમાં ભક્તિ ચોક્કસપણે થવા માંડશે એ સ્પષ્ટ છે. એ વસ્તુનો વધુ વિચાર કે વિવેચન કરવાની આવશ્યકતા નથી. આ દૃષ્ટિએ તુકારામના મનના થયેલા વિકાસનો હવે વિચાર કરવાનો છે.

ઈશ્વર અનાથનો નાથ ઉદાર, દયાળુ છે

સંતોની સોબતમાં, તેમના સહજ બોલવામાં હિતકારી ઉપદેશોથી દેવભક્તોનો સબંધ તુકારામને સ્પષ્ટપણે કળાવા લાગ્યો. ઈશ્વરને અનાથ અને ગરીબોની દયા આવે છે; તે અનાથોને ઘેર તેમને મદદ કરવા માટે દોડી જાય છે અને તેના નામનું સ્મરણ કરનારનું રક્ષણ કરે છે; આવા પ્રકારની ઈશ્વરની કીર્તિ સાભળીને તેમના મનને આનંદ થયો અને આત્મકલ્યાણ કરી લેવાનું સહેલું છે એવું તેમને જણાયું. દેવના ચરણોમા ચિત્ત લગાડયુ, કે થયુ! આપણે પણ તેમ જ કરવુ એવો તેમણે નિશ્ચય કર્યો.

अनाथाचो तुम्हा दया । पढरीराया येतसे ॥
ऐसी ऐकोनीया कीर्ति । बहु विश्रांति पावला ॥
अनाथान्या घाग धरा । नामें करा कुडावा ॥
तुका म्हणे सवघड हित । ठेवू चित्त पायापें ॥

ઈશ્વર દયાળુ છે, ઉદાર છે, અનાથનો નાથ છે, શરણે આવેલાની અરજ તે સાભળે છે. મન, વાણી અને કાયા વડે જેઓ તેને અનુસરે છે તેમની સઘળી જવાબદારી તે ઉપાડી લે છે. તેને સંભારતાં બરોબર તે આવી પહોંચે છે અને તેના ભક્તોને જે કાંઈ જોઈતું હોય તે આપે છે. માર્ગમા તે

ચાલતો હોય ત્યારે તેની સંભાળ રાખે છે. કાંટા, કાંકરા પગમાં વાગવા દેતો નથી. ઈશ્વરના ભક્તને ચિંતા જેવું તો કાંઈ હોતું જ નથી. સર્વ પ્રકારે અને સર્વ ભાવોથી ઈશ્વર પોતાના ભક્તોનો પ્રેમાળ મિત્ર છે.

उदार कृपालु अनाथाचा नाथ । अेक्सी मात शरणागता ॥
सर्वभार माथा चालविसी त्याचा । अनुसरणी वाचाकायामनें ॥
पावारितां उभा राहसी जवळीं । पाहिजे तें काळीं पुरवावें ॥
चालताही पथ साभाळिसी वाटे । वारिंशील काटे खडे, हाने ॥
तुका म्हणे चिंता नाहीं तुझ्या दासा । तू त्याचा कोंवसा सर्वभावें ।

માતાને બાળક પર પ્રેમ રાખવાનુ–તેને વહાલ કરવાનુ કોણ કહે છે ? તેનું બાળક જ તેનો સ્નેહ વધારે છે. અંતઃકરણમાંની વહાલપને લીધે તે પ્રેમથી બાળકની સભાળ રાખે છે તેવી જ રીતે ઈશ્વર પણ પ્રેમથી ભક્તોનું પાલન કરે છે. જો કે માતાની ઉપમા તેને છાજતી નથી; કારણ કે મા–બાપ તો સસારમા જ બાળકનુ લાલનપાલન કરતાં હોય છે અને તેઓ પરલોકમા તેનાથી દૂર રહે છે. તેમનો ત્યાં કાંઈ જ ખપ નથી. જ્યારે ઈશ્વરને વિષે તેમ નથી. તેની તો કાળના ઉપર પણ સત્તા છે. ભક્ત માટે ઈશ્વરને અત્યંત કરુણા હોય છે.

माउलीसी सांगें कोण । प्रेम वाढवी तान्हें ॥
अतरीचा कळवळा । करीतसे प्रतिपाळा ॥
मायाबापाची उपमा । तुज देऊं पुरुषोत्तमा ॥
तेही साजेना पाहता । जिवलगा पंढरीनाथा ॥
माय पाळी संसारीं । परलोकीं राहि दूरी ॥
तैंमा नोव्हेसी अनता । काळावरी तुझी सत्ता ॥
तुका म्हणे नारायणा । तुम्हा बहुत करुणा ॥

જેણે સંસારનો ત્યાગ કર્યો હોય તેના પર ઈશ્વરને

ઘણો પ્રેમ હોય છે; ઈશ્વર તેની પાછળ દોડતો આવે છે અને તેની સાથે રહી તેનાં સુખદુઃખ અનુભવે છે. એ ઈશ્વરનું નામસ્મરણ કરે અને ઈશ્વર તેનાં કામ કરી આપે. વિઠ્ઠલ એવો ભોળો, પ્રેમાળ અને દયાળુ છે.

सोडिला ससार । माया तयावरी फार ॥
यावे चाले मार्गे मार्गे । सुखदुःख साहे सगे ॥
यावें ध्यावें नाम । तिसी करणें त्याचें काम ॥
तुका म्हणे भोळी । विठाई कृपेची कोंवळी ॥

તુકારામ કહે છે, 'હે પ્રભો! ધર્મની બધી નીતિ તું જાણે છે. તારી આગળ હું તો ભલા શું બોલી શકું ? સઘળી સત્તા તારી જ છે. તારી કૃપાથી એક ક્ષણભરમાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મો ફરી જાય છે. તે કર્મો અશુભને બદલે શુભ ફળ આપવા લાગે છે.'

जाणसी उचित । पाडुरगा धर्मनीत ॥
तरी म्या बोलावें तें काई । सरे ऐसें तुझे पायीं ॥
पालटती क्षणें । सचित प्रारब्ध क्रियमाणें ॥
तुका म्हणे सत्ता । होसी सकळ करिता ।

ઈશ્વર સિવાય બીજું કાંઈ પણ સ્થાયી નથી, સઘળું નાશવત અને ક્ષણભંગુર છે એવું તુકારામને સમજાઈ ગયું. તેથી તેમણે નાશવત સર્વ વસ્તુઓની આશાનો ત્યાગ કરી ઈશ્વરનું દાસત્વ સ્વીકાર્યું; કારણ કે એક માત્ર ઈશ્વર જ સાચો છે અને બીજું બધું ખોટું છે.

तुजवीण कांही । स्थिर राहे ऐसें नाहीं ॥
कळों आलें पहुतां रीतीं । पाडुरगा माझ्या चित्तीं ॥
सांकलिली आस । सर्वभावें झालों दास ॥
तुका म्हणे तूचि खरा । येर वाउगा पसारा ॥

દોષ લાગતો નથી તેથી મોટેથી રામના નામનો ઘોષ કરવો, ઊંચે સાદે રામનુ નામ લેવું સઘળા વેદો અને પુરાણોએ પોકારી પોકારીને કહ્યુ છે કે, હરિના નામનુ ભજન કરનારો બધા પ્રકારના સુખોનો હકદાર બને છે; જેના મોઢામા હરિનુ નામ હોય તે બધી રીતે બધાથી ચડિયાતો હોય છે. પ્રભુનુ નામ જપવાથી કલ્યાણ જ થાય છે, એ વિષે શ્રદ્ધા રાખવી, એમા શકાને સ્થાન જ નથી

कर्मधर्म न हतीं साग । उण्या अंगें पतन ॥
भल्त्या चाळें नामावली । सुलभ भाठी भाविका ॥
तुका म्हणे नुपजे दोष । करू घोष आनंदे ॥
सर्व सुखा अधिकारी । मुखें उच्चारी हरिनाम ॥
सर्वांगें तो सर्वोत्तम । मुखीं नाम हरीचें ॥
ऐशी उमविली बाहे । वेदीं पाहे पुराणीं ॥
तुका म्हणे तेथें काहीं । संदेह नाहीं भरवसा ॥

તપ કરવા માડતા ઇન્દ્રિયોની સોબતમા પડી જઈ મન તપનો નાશ કરે છે એટલા માટે તુકારામને નામ સકીર્તન અને તેના સબધથી હરિના ગુણ ગાવામા રુચિ ઉત્પન્ન થઈ અને લોકલાજ છોડી દઈ તેમણે કીર્તન કરવા માડ્યુ. વેદો આ વિષે જુદા જુદા મતો ધરાવતા જણાય છે. નામજપમા કોઈનો મતભેદ નથી તેથી પ્રભુના નામનો જપ કરવો એ જ પ્રભુને પામવાનો સારામા સારો અને તદ્દન સહેલો ઉપાય છે એવું તેમણે નક્કી કર્યું.

तपासी तें मन करू पाहे घात । घरोनि सागात इन्द्रियांचा ॥
म्हणानि कीर्तन आरडरें मज । साडोनीया लाज हेंचि करी ॥
पाहता आगमनिगमाचा हाव । तयें नाहीं भाव एकविध ॥
तुका म्हणे येथें नाहीं वा विकार । नाम एक सार विठोबाचें ॥

'કથા દુઃખ દૂર કરે છે, કથા મુક્તિ આપે છે, કથા

પાપોનો નાશ કરીને પતિતોનો ઉદ્ધાર કરે છે. મૂઢ માણસોનું પણ કથામાં ધ્યાન લાગે છે. તપ, ધ્યાન, અનુષ્ઠાન વગેરે બધાંનો કથામાં સમાવેશ થયેલો છે; પ્રભુની કથા એ તો અમૃતનું પાન છે. કથા જ મંત્ર છે; કથા જ જપ છે; તે ત્રણે તાપ દૂર કરે છે; કથામાં પાપીઓને બીકથી કંપારી છૂટે છે. કથામાં ઈશ્વર ધ્યાન લગાડીને ઉભો હોય છે. કથાનું આવું ઉચ્ચ વર્ણન તુકારામે કર્યું છે.

> कथा दुःख हरी, कथा मुक्त करी । कथा सार्थी वरी विठोबाची ॥
> कथा पाप नाशी, उद्धरिलें दोषी । समाधि कथेसि मूढ जना ॥
> कथा तप ध्यान, कथा अनुष्ठान । अमृत हें पान हरिकथा ॥
> कथा मंत्रजप, कथा हरी ताप । कथाकाळीं पाप कांपे काळासी ॥
> तुका म्हणे कथा देवाचें हें ध्यान । समाधि लावोन उभा असे ॥

ઉપર કહ્યા પ્રમાણે, સત્સંગ, નામસ્મરણ અને નામ સંકીર્તન આ પ્રકારની શ્રદ્ધાની સામગ્રી એકત્ર કરી તુકારામે સાધકદશામાં પ્રવેશ કરવાની તૈયારી કરી. આ વખતે ઈશ્વરની કૃપા, ઉદારતા, દયા, ભક્તો પરનો તેમનો પ્રેમ અને કલિયુગ પર સત્તા ચલાવવાનું તેમનું સામર્થ્ય વગેરે ગુણોના ચિંતનથી તેમ જ સંકટોનો સપાટો અને પશ્ચાત્તાપને લીધે ઉપજેલો વૈરાગ્ય અને ચિત્તની શુદ્ધિ મક્કમ બન્યાં. સંસારનો ત્યાગ કરી ઈશ્વરની શોધમાં જવાની તાલાવેલી લાગી. નામસ્મરણ, કીર્તન, શ્રવણ, વાચન વગેરે સાધનોની, સંતોની સોબતને લીધે શરૂઆત થઈ, પરંતુ સાધનોની તૈયારીમાં કે સામગ્રીમાં હજુ ગુરુકૃપારૂપી ઊણપ રહી હતી. સદ્‌ગુણ અને વૈરાગ્ય વધવા લાગ્યાં. મુમુક્ષુત્વ તીવ્ર બનતાં ઈશ્વરપ્રાપ્તિરૂપી ધ્યેય નિશ્ચિત થયું અને વાચન તથા શ્રવણને આધારે કંઈક થોડીઘણી પ્રાથમિક સાધનની

શરૂઆત કરાય તોપણ ગુરુકૃપા વિના તે નક્કી થતું નથી અને ખરું પારમાર્થિક સાધન શરૂ થતું નથી એવો સંતોનો સિદ્ધાંત છે; એટલે કે તેમના અનુભવે નક્કી થયેલો નિયમ છે. આ સિદ્ધાંતને ટેકો આપનારા જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, કબીર, મહીપતિ, પુરંદરદાસ વગેરે સંતોના અનેક મરાઠી, હિંદી, કાનડી ભાષાનાં વચનો છે. તેમાંનાં કેટલાંક નીચે આપવામાં આવે છે:

" निवृत्तिराज म्हणे तो ( प्रपंचवृक्ष ) गुरुविण न तुटे ।
प्रपंच सपाटे ब्रह्मीं नेतु '
—श्री निवृत्तिनाथ

" या कारणें श्री गुरुनाथ । जव मस्तकीं न ठेविती हातु ॥
निवृत्तिदास असें विनवितु । तव निवांतु केवि होय ॥
—श्री ज्ञानेश्वर

गुरुच्या उपकारा, उपकारा । नाहीं पारावारा ॥
देऊनी आपुला डोळा । डोळा दाविय़ले घननीळा ॥
—शिवदिन केसरी

इक लख चंदा आन धर, सूरज कोटि मिलाय ।
बिना सबद गुरुदेवके, क्यहू तिमिर न जाय ॥
—कबीर

(એક લાખ ચંદ્ર આણો કે કરોડ સૂર્ય ભેગા કરો; પણ ગુરુદેવના શબ્દ વિના અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થનાર નથી.)

### સદ્ગુરુની કૃપા વિના ઈશ્વરપ્રાપ્તિ અશક્ય

कहे कबीर अंत ना पैहो, बिन सतगुरु उपदेश ।
(સદ્ગુરુના ઉપદેશ વિના અંત પામી શકશો નહી.)
किरपा भइ जबै सद्गुरुकी, आपही आप पिछाना ॥
(સદ્ગુરુની કૃપા થઈ પછી જ પોતે પોતાને ઓળખ્યો.)
—मच्छिंद्रनाथ

गुरु विन गुलाम नागुवतनका, दोरियदण्णा मुकुति ॥
( ગુરુનો દાસ ન થાઉં ત્યાં સુધી મુક્તિ મળનાર નથી. )
-पुरंदरदास

સદ્ગુરુ વિના અનુકૂળતા મળતી નથી. 'ઈશ્વર ગુરુ પાસે છે. ગુરુની સેવા કરવાથી વસ્તીમાં કે વગડામાં ઈશ્વરનો ભેટો થાય છે.' આ હકીકત સંતોના સમાગમથી અને કથા સાંભળવાથી તુકારામને પણ જણાઈ આવી હતી, તેથી પોતાને તારણહાર મળી આવે તો સારું, એવા પ્રકારની વિનતિ તેમણે ઈશ્વરને કરી હતી. તેમને પોતાનાં સંચિતકર્મ ઉપર અણગમો ઊપજ્યો, પ્રભુનો પ્રેમ મેળવવા માટે ચિત્ત કળ વિકળ થતું હતું. મોઢેથી પરમાર્થની વાતો કરી સંસારમાં રહેવાને લીધે તેઓ જગતને બહુરૂપી જેવા દેખાતા હતા. કાંઈ જ ન સમજવાને લીધે માર્ગ રૂંધાયો હતો. પછી સદ્ભાગ્યે તેમને જ્ઞાન થતાં, હવે ઉદ્ધારક મળે તો સારું એમ તેમને લાગવા માંડ્યું.

आम्हांसी आपुलें नावडे संचित । चरफडी चित्त कळवळ्यानें ॥
न कळता झाला खोळंबा मारगा । जगीं झालों जगा बहुरूपी ॥
कळों आलें वरें, उघडले डोळे । वर्णधा मिळे तरी बरें ॥
तुका म्हणे व्हाल सेकत करुणा । तरी नारायणा उडी घाली ॥

પરંતુ સદ્ગુરુ તુરત મળી આવતા નથી. 'મળવાની ઘડી' સુધી રાહ જોયા સિવાય અન્ય ઉપાય હોતો નથી. તેથી જાણવામા આવેલાં સાધનો કરતા રહી, ઈશ્વરની કૃપાથી સદ્ગુરુનો ભેટો થવાની રાહ જોતા તુકારામ વખત પસાર કરતા હતા.

## ૩ : સાધકાવસ્થા : નામ

'सद्गुरायें कृपा मज केली'
'मंत्र दिला रामकृष्णहरि'

'સદ્‌ગુરુએ મારા ઉપર કૃપા કરી; મને રામકૃષ્ણહરિ મંત્ર આપ્યો.'

'તારણહાર મળે તો સારું' એમ કહી સદ્‌ગુરુ મળવાની રાહ જોતા બેઠેલા તુકારામના જીવનમાં તે ભાગ્યશાળી દિવસ, ગુરુવાર માઘ સુદ ૧૦ શાકે ૧૫૪૧નો ઉદય થયો અને સદ્‌ગુરુએ તેમના પર કૃપા કરી. આ દિવસ તુકારામ માટે જ નહીં પરંતુ આખા મહારાષ્ટ્ર માટે અને પરમાર્થની સાધના કરનારાઓ માટે તેમના જીવનમાંનો ભાગ્યશાળી દિવસ હતો, એમ કહેવામાં હરકત નથી. તુકારામ એ પરમાર્થ પથ પરના પ્રથમ પંક્તિના પુરુષ છે. પાછલાં ત્રણસો વર્ષથી હજારો ભાવિકોને તેઓ પરમાર્થનું માર્ગદર્શન કરાવતા આવ્યા છે અને આગળ ઉપર પણ એ સત્કાર્ય એવી જ રીતે ચાલુ રહેશે. તેમને આ લાયકાત મેળવી આપનારો, તેમને ગમતો 'રામકૃષ્ણહરિ' આ મંત્ર ગુરુકૃપા થતાં જે દિવસે મળ્યો તે દિવસને ખરેખર સોનાનો દિવસ કહેવો જોઈએ. તુકારામ કહે છે, 'તે દિવસે સ્વપ્નામાં નદી ઉપર નાહવા માટે જતાં સદ્‌ગુરુનો ભેટો થયો. તેમણે પોતાનું નામ બાબાજી ચૈતન્ય જણાવીને મારા માથા પર હાથ મૂકીને મને પોતાને ગમતો 'રામકૃષ્ણહરિ' એ મંત્રનો મને ઉપદેશ આપ્યો અને મારો સ્વીકાર કર્યો. તે વખતે જમવા માટે તેમણે પાશેર ઘી માગ્યું. પરંતુ કમનસીબે સ્વપ્નમાં હું તે વાત ભૂલી ગયો તેથી તેમની તે વિષેની સેવા મારાથી બની શકી નહીં.'

सद्‌गुरुरायें कृपा मज केली । परी नाहीं घडली सेवा कांहीं ॥
सापडलें वाटे जातां गंगास्नाना । मस्तकीं तो जाणा ठेला कर ॥
भोजना मागतीं तूप पावशेर । पडिला विसर स्वप्नामाजीं ॥
काय कळों उपजला अंतराय । म्हणोनियां काय त्वरा जाली ॥
राघव चैतन्य केशव चैतन्य । सांगितली खूण मालिकेची ॥
बाबाजी आपुलें सांगितलें नाम । मंत्र दिला रामकृष्णहरि ॥
माघ शुद्ध दशमी पाहूनी गुरुवार । केला अंगीकार तुका म्हणे ॥

સદ્‌ગુરુએ નામમંત્રનો ઉપદેશ આપ્યો એ વાતનો કૃતજ્ઞતાપૂર્વક ભક્તિભાવે ઉલ્લેખ કરીને તુકારામ કહે છે: ‘મારા અંતઃકરણમાંનો ભાવ જાણી લઈ ને તે પ્રમાણેનો સદ્‌ગુરુએ ઉપાય કર્યો; અને મને ગમતા ગૂચવણ વગરના સરળ મંત્રનો ઉપદેશ આપ્યો. અગાઉ કેટલાય સાધુસંતો ભવસાગર તરી ગયા છે; તેમને પોતાને મનગમતાં તરવાનાં સાધનો મળ્યા, મને પણ પાડુરંગ શ્રીહરિએ કૃપા કરી સદ્‌ગુરુ મારફત મળેલા નામમંત્રનો તારક ઉપાય દાખવ્યો.’

माझीये मनीचा जाणोनीया भाव । तो करी उपाव गुरुराव ॥
आवडीचा मंत्र सांगीतला सोपा । जेणें नव्हे गुंफा कांहीं कोठें ॥
जाती पुढें एक उतरले पार । हा भवसागर साधु संत ॥
जाणत्या नेणत्या जया जैसी आवडी । उतार, सांगडी, तांफे पेट्या ॥
तुका म्हणे मज दावियेला तारु । कृपेचा सागरु पांडुरंग ।

જોકે સ્વપ્નમા અને તે પણ ઘણા થોડા સમય માટે શ્રી બાબાજી સદ્‌ગુરુજીનો સહવાસ તુકારામને સાંપડ્યો; તોપણ તે અલ્પકાળના સમાગમના તેમના મન પર દઢ સંસ્કાર પડ્યા હોય તેમ જણાય છે. સદ્‌ગુરુનુ સાત્ત્વિક અને પ્રેમાળ સ્વરૂપ જોઈ, તેમના મુખમાંથી નીકળેલો અમૃત જેવો મધુર અને પવિત્ર મંત્ર સાંભળીને અને તેમના કોમળ હસ્તના સ્પર્શના સુખનો અનુભવ લઈ તુકારામના મનમાં શું થયુ

છે. વૈરાગ્ય વિષેનો આટલો વિચાર અહીં પૂરતો છે.

### ગુરુકૃપાથી મળેલા નામનું સામર્થ્ય

નામ, સત્સંગ, વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ આટલાં સાધનો-નો વિચાર કર્યા પછી સાધકાવસ્થામાં સાધકનો ઈશ્વર ઉપરના ભાવનો વિકાસ કઈ રીતે થાય છે એનો વિચાર કરવો પડે છે. સાધન વધવા સાથે સાધકનું ઈશ્વર સંબંધી બૌદ્ધિક જ્ઞાન પણ વધવા માંડે છે. થોડીઘણી આત્માનુભૂતિ પ્રાપ્ત થાય છે અને એ બંનેના અનુરોધથી ઈશ્વર પ્રત્યેનો ભાવ પણ વૃદ્ધિંગત થાય છે. ભાવની વૃદ્ધિ, સાધક માટે અત્યંત મહત્ત્વપૂર્ણ વાત છે; કારણ કે 'भाव तेथें देव' ભાવ ત્યાં દેવ અને ભાવ ન હોય તો દેવ પણ ન હોય.

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृण्मये ।
भावे हि विद्यते देवो तस्माद्भावो हि कारणम् ॥

લાકડામાં, પથરામાં કે માટીમાં દેવ નથી પરંતુ ભાવમાં જ દેવ રહેલો છે; તેથી લાકડું, પથ્થર અને માટીમાં દેવ હોવાનું માનવા માટેનું કારણ ભાવ જ છે.

ઉપર જણાવેલા નામ, સત્સંગ અને વૈરાગ્ય ચિત્તશુદ્ધિ એ સાધનોનાં વિકાસનાં વિચાર સાથે ભાવના વિકાસનું વિવેચન પણ સાધક અવસ્થામાં કરવાનું છે. આ પ્રકરણમાં નામ વિષે તુકારામ શું કહે છે તે જોઈએ અને આગળનાં ત્રણ પ્રકરણો માં 'સત્સંગ' 'વૈરાગ્ય,' 'ચિત્તશુદ્ધિ' અને 'તુકારામના ભાવનો વિકાસ' એ વિષે વિચાર કરીશું.

નામ અને નામસ્મરણ આ શબ્દોથી મનમાં જે ભાવનાઓ પેદા થાય છે તેમનું અશક્ય છે. નામસંપ્રદાયનો ઉલ્લેખ ઉપનિષદો કારમાં થયેલો જણાય છે. આ પરંપરા ઉપનિષદે

પહેલાં કેટલા વખત સુધી અસ્તિત્વમાં હતી તે જણાયું નથી. ઉપનિષદોમાં ૐકારનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે; તેવી જ રીતે શ્રીમદ્ ભાગવતથી માંડી આજ સુધી ભગવાનના નામનો મહિમા અનેક સાધુસંતોએ ગાયેલો છે. 'નામ' એ મંત્ર છે અને તે પરમાર્થપથ પર વિહરતી અધિકારી વ્યક્તિ પાસેથી સાધકે મેળવવાનો હોય છે. નામનું માહાત્મ્ય અને સામર્થ્ય તેના અક્ષરોમાં નથી પરંતુ જે અધિકારી પુરુષ પાસેથી કે સદ્‌ગુરુ પાસેથી તેમની કૃપાને લીધે મળે છે એટલે કે નામનું સામર્થ્ય તેમના વડે કહેવામાં આવે છે તે તેવા સમર્થ પુરુષના અથવા ગુરુના આધ્યાત્મિક શ્રેષ્ઠત્વ અને પુણ્યાઈમાં રહેલ છે. 'आत्मविद् आत्मैव भवति' આત્માને જાણનારો આત્મા જ થાય છે, બ્રહ્મને જાણનારો બ્રહ્મ થાય છે—આ શ્રુતિના વચન પ્રમાણે આત્મરૂપ કે બ્રહ્મસ્વરૂપ થયેલો પુરુષ જ 'નામ' આપવા માટેનો અધિકારી સદ્‌ગુરુ હોવો જોઈએ, આ સંતોનો નિશ્ચિત મત છે. એવો સદ્‌ગુરુ જ નામરૂપવાળા સાધન વડે પ્રત્યક્ષ બ્રહ્મ શિષ્યને દેખાડવા માટે સમર્થ હોય છે. દયાભાવે કરીને પોતાની દૈવી શક્તિ પોતે આપેલા નામમંત્રમાં તે રેડે છે અને શિષ્યને તે શક્તિનો ઈશ્વર સાક્ષાત્કારરૂપથી લાભ થાય છે. એવા પ્રકારનો નામમંત્ર મળવો, એનું જ નામ સદ્‌ગુરુકૃપા: તે મળવા માટે પૂર્વજન્મનાં પુણ્યોની જરૂરત હોય છે, સદ્‌ભાગ્યે કરીને જ નામમંત્ર મળે છે; એમ સજ્જનોનું કહેવું છે. આ સામર્થ્યયુક્ત 'નામમંત્ર' જ સાક્ષાત્ ઈશ્વર છે, (मंत्रराजोऽहं–શિવ:), ઈશ્વરનું બીજ છે, તેના સતત જપથી સાક્ષાત્ પ્રભુરૂપ પાક પેદા થાય છે અને સાધકને તે મળે છે એમ સંતોના પોતાના અનુભવનું કથન છે; એટલા માટે

આત્માને જાણનારા પુરુષ પાસેથી તેની કૃપાથી મળેલા નામને જ સબીજ નામ કહેવામાં આવે છે. 'आठव तो ब्रह्म । नाठव तो मायाभ्रम ॥ બ્રહ્મનું સ્મરણ કર, માયાનું નહીં'—આ વચનોમાં બ્રહ્મરૂપ સ્મૃતિ એટલે સદ્‌ગુરુ પાસેથી મળેલા સબીજ 'નામ-મંત્ર'ની સ્મૃતિ સમજવાની છે; તેનું સ્મરણ એટલે ઈશ્વરનું સ્મરણ, એમ સંતો કહે છે. આ રીતે નામસ્મરણમાં દેવ, ગુરુ અને શિષ્યનો પવિત્ર ત્રિવેણી સંગમ થાય છે. આવા નામ અને નામસ્મરણને, પરમાર્થપ્રાપ્તિ અને ઈશ્વરનાં દર્શન થવા માટેનાં સરળ સાધનો હોવાનું જણાવી સાધુસંતો મુક્ત કંઠે તેમનો મહિમા ગાય તો તેમાં નવાઈ શી? એના કરતાં વધુ પુણ્યનું અને કલ્યાણનું કાર્ય કયું હોઈ શકે? સદ્‌ગુરુએ આપેલા આવા 'નામ'નું લાંબા કાળ સુધી સ્મરણ કરવાથી હૃદયપ્રદેશમાંથી ઊઠતો અનાહતનાદ, તેજ, રૂપ, અમૃતનો આસ્વાદ વગેરે પારમાર્થિક અનુભવ થવા માંડે છે અને તે સ્મરણ અનન્યભાવથી મનમાં આદર રાખી અખંડપણે કરતા રહેવાથી ઈશ્વરની કૃપાથી પૂર્ણપણે આત્મસાક્ષાત્કાર થાય છે, એમ સંતો કહે છે. તુકારામે એ જ માર્ગ ગ્રહણ કર્યો અને આત્મસાક્ષાત્કારની ઉચ્ચ ભૂમિકાએ પહોંચ્યા. એ વર્ણન આગળ આવશે.

બધા સાધુસંતોએ નામનો મહિમા ગાયો છે. નામ-માહાત્મ્ય પર તેમનાં અનેક વચનો છે. સાધુસંતોનાં આવાં અનેક વચનોમાંનાં થોડાંકનો જ મહિમા મહારાષ્ટ્રના એકલા જ્ઞાનસમ્રાટના શબ્દોમા ગાવો એટલે 'નામ સર્વ પ્રકારનાં કલ્યાણકર્મોનો ખજાનો છે; સારનો પણ સાર છે; તેને લીધે સઘળા ચર અને અચર ભવસાગર તરી જાય છે; પાપીઓને પવિત્ર કરનાર છે, ગગન કરતાં મોટો છે; તે અમૃત છે; તે

નામરૂપ અમૃતની મધુરતા વૈષ્ણવોને લાધી, તેથી તેમને જીવનકલા સાધ્ય થઈ; વગેરે કહેવાયલાં અનેક વચનો–વાચકોના વાંચવામાં કે સાંભળવામાં આવ્યાં હશે. તેથી તેમને વિષે લંબાણુ ન કરતાં 'નામના ધારક' તુકારામના તે વિષય પરના અભંગો જોઈએ.

## નામ વીસરવાથી હિત અંતરાયું

કોઈ પણ ઉપાય અથવા સાધનનું અવલંબન કરતા પહેલાં માણસ તેની ખૂબીઓનો અને તેના ગુણોનો પહેલાં વિચાર કરે છે. તેમની ખાતરી થતાં તે ઉપાય કરી જોવાનો નિશ્ચય કરી તે પ્રમાણે કામ કરવા માંડે છે. વચમાં પોતાના પ્રયત્નો અધૂરા હોવાનું જો તેને જણાય તો બીજાની (આસ્તિક હોય તો ઈશ્વરની) મદદ માગે છે. અંતે તેમાં સફળ થયા પછી તેનાં ફળ મળવાનું સંભવિત બને છે. આ માનસિક ક્રિયાના ઉપક્રમે નામસંબંધી વિવેચનનાં, આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે ચાર સોપાન બનાવવામાં આવ્યાં છે. (૧) નામ અને નામસ્મરણનો મહિમા; (૨) તે પરથી નામ સ્મરણ કરવાનો દૃઢ નિશ્ચય અને તે પ્રમાણેનું આચરણ; (૩) આ નિશ્ચય પાર પાડવા માટે ઈશ્વરને કાકલૂદીભરી અરજ અને (૪) નામસ્મરણનું ફળ.

### ૧. નામ અને નામસ્મરણનો મહિમા

તુકારામ કહે છે કે, 'હું સ્વસ્થ ન હતો, મને નામનું વિસ્મરણ થયું તેથી મેં દુનિયાદારી વધારી અને માયાના મૃગ જળના પૂરમાં ઈશ્વરથી દૂર ને દૂર તણાતો ગયો અને કલ્યાણનો માર્ગ ચૂકી ગયો. હવે માત્ર નામ પરના ભાવરૂપી હોડી તે પૂર તરી જવા માટે મને મળી આવી છે,

नव्हतों सावचित्त । तेणें अंतरलें हित ॥
पडिला नामाचा विसर । वाढविला संसार ॥
लटक्याचे पुरीं । वाहोनीया ठेलों दुरी ॥
तुका म्हणे नाव । आता सापडला भाव ॥

નામ મહાકર્મોને ભસ્મ કરી નાખે છે અને આત્મસુખનું રહસ્ય દેખાડે છે, એ અમને સમજાયુ અને અમે નામધારક બની તૃપ્ત થયા. હવે તપ કરવાની કે વનમાં જવાની જરૂરત નથી. નામ આગળ કલિકાળ પણ વામનરૂપ એટલે ઠીંગણો દેખાય છે.

जाळी महाकर्में । दावी निजसुखवर्में ॥
ऐसें कळलें आम्हां एक । झालों नामाचे धारक ॥
तपाचे सायास । नलगे घ्यावा वनवास ॥
तुका म्हणे येणें । कलिकाळ ठगणें ॥

નામ અત્યંત મધુર છે. નામથી બધા કોડ પૂરા થાય છે. અન્ય રસોમાં અને નામરસમાં ઘણો ફરક છે. બીજા રસોની જીભને સૂગ ચડે છે; પરંતુ નામરસ તેને ઘણો ભાવે છે. બીજા રસોથી મરણ નીપજે છે; નામથી સંસારદુઃખ માંથી મુક્ત થવાય છે. નામરૂપ અમૃતનો સ્વાદ એટલે જાણે વિઠ્ઠલનો આહાર કરવાનો ન હોય. એટલે કે પ્રભુને જ જમી લેવાય. ઈશ્વરને જમી જઈએ તો ઈશ્વરના ઈશ્વરત્વમાં જેવી મધુરતા લાગે તેવી મધુરતા નામરૂપ અમૃતના સ્વાદમાં રહેલી છે.

नाम गोड नाम गोड । पुरे कोड सकळी ॥
रसना येरा रसा विटे । येथें घाटे अधिक हें ॥
आणिकां रसीं गुण गांठी । येणें तुटी संसारा ॥
तुका म्हणे आहार केला । हा विठ्ठल अन्तर्यामीं ॥

વેદોએ ઊંચે હાથે પોકારી પોકારીને કહ્યું છે કે નામ-સ્મરણ કરનારને સઘળાં સુખો મળે છે. હરિનું નામ જેના મુખમાં હોય તે જ શ્રેષ્ઠ છે, એ વિષે શંકા ધરવાને કાંઈ જ કારણ નથી.

सर्व सुखा अधिकारी । मुखें उच्चारी हरिनाम ॥
सर्वांनें तो सर्वोत्तम । मुखीं नाम हरीचें ॥
ऐसी उभविली बाहे । वेदीं पाहे पुराणीं ॥
तुका म्हणे येथें काहीं । संदेह नाहीं, भरवसा ॥

નામસ્મરણથી દેહને પણ કેટલું બધું સુખ થાય છે તે જુઓ. પ્રભુનુ નામ લેવાથી શરીર શીતળ થાય છે અને ઇંદ્રિયો સંતોષ પામી પોતાનો વ્યાપાર ભૂલી જાય છે. નામ અમૃત કરતાં પણ વધુ મધુર છે. નામસ્મરણથી ભક્તિપ્રેમ વધે છે અને તે પ્રેમના રસથી શરીરની કાંતિ વધી ક્ષણભરમાં ત્રિવિધ તાપ નાશ પામે છે. નામ લીધા પછી વિકારો રહી શકે જ નહી. વિકારોની વાતને પણ અવકાશ રહેતો નથી. નામસ્મરણથી સર્વનુ કલ્યાણ થશે.

## ( નામથી અલભ્ય લાભ )

नाम घेता कठीं शीतल शरीर । इन्द्रिया व्यापार नाठवती ॥
गोड हें गोमटें अमृतासी वाड । केला कइवाड माझ्या चित्तें ॥
प्रेमरसें झाली पुष्ट अगकाती । त्रिविध नासती ताप क्षणें ॥
तुका म्हणे येथें विकाराची मात । बोलों नये हित सकळांचे ॥

ન મળી શકે તેવા અનેક પ્રકારના લાભ નામસંકીર્તનથી પ્રાપ્ત થાય છે; કળી ન શકાય તેવી વાત કળાવા લાગે છે; દેખાતું ન હોય તે દેખાવા માંડે છે; જેનો ક્યારેય ભેટો થતો ન હોય તે પોતાની મેળે જ આવી મળે છે. તાત્પર્ય એ છે કે એક વિઠ્ઠલનું નામ લેતાં સંસારમાં આસક્ત થયેલા

ભાઈ રે, મન ! વિઠોબાનાં ચરણોનું ચિંતન કર; બીજા કશાનું ધ્યાન કરીશ નહીં. હરિના ચરણોના ચિંતનમાં અનંત અને અખંડ સુખો રહેલાં છે, એથી કલ્પનાઓનો છેડો આવી જશે. ઈશ્વરના ચિંતનથી આનંદ આપનાર શ્રીમુખનાં દર્શન થતાં શોક, મોહ અને દુઃખનો નાશ થશે. ઈશચિંતનથી પૂર્ણ વિશ્રાંતિનું ધામ પ્રાપ્ત થશે; અને ત્યાર બાદ કોઈ પણ કામના બાકી રહેશે નહીં.'

( વિઠ્ઠલના ચિંતનમાં સુખ છે )

न करी रे मना काहींच कल्पना । चिंती या चरणा विठोबाच्या ॥
येथें सुखाचीया अनुरवि राशी । पुढें कल्पनेसी ठाव नाहीं ॥
सुखाचें ओतलें साजिरें श्रीमुख । शोक, मोह, दु:ख पाहतां नाहीं ॥
तुका म्हणे येथें होईल विसावा । तुटतील हावा पुढलीया ॥

પેઢી દરપેઢીના વારકરી સંપ્રદાયના સંસ્કારો મન ઉપર પડેલા હોવાથી 'વિઠ્ઠલરાયની નગરી'–પંઢરપુર–પર તુકારામનો પ્રેમ હતો જ. 'વિઠ્ઠલ વિઠ્ઠલ'ની ઘોષણા–ગર્જનાથી ધમધમતું પંઢરપુર સઘળા સંતોને અત્યંત વહાલું છે, તો પછી તુકારામને તે શા માટે પ્રિય ન હોય? સાધનામાં લાગ્યા પછી નામસ્મરણને માટે ખૂબ સગવડ ભરેલા પંઢરપુર ભણી તેમનો જીવ વધુ ને વધુ ખેંચાવા લાગ્યો. તે પુણ્ય ક્ષેત્રમાં વિઠ્ઠલ નામનો ઘોષ અખંડપણે ચાલતો રહે છે. હરિના ગુણોના સંકીર્તનથી આજે પણ તે ગાજતું રહે છે; વૈષ્ણવ જનો ભક્તિપ્રેમમાં ડૂબી જઈ પ્રભુનું નામસ્મરણ ત્યાં કરતા રહે છે. વિરક્ત, શુદ્ધ, ભક્ત સંતોનું આદર્શ જીવન હંમેશાં દૃષ્ટિ સમક્ષ રહે છે. આવાં વાતાવરણમાં સાધકને અહેતાળીથી નામસ્મરણ કરવાનું ફાવે છે, તે માટે મહેનત પડતી નથી. સંતોનાં અમૃત સરખાં બોધવચનો કાન પર પડવાથી પરમાર્થ-

્રાન અને ભક્તિભાવ વધે છે; અંતઃકરણ કોમળ બને છે; અને ઈશ્વર જ એકમાત્ર સત્યવસ્તુ, તેની ભક્તિ એ જ મુખ્ય કર્તવ્ય; એવો ભાવ હૃદયમાં દૃઢ થાય છે. આ બધાં કારણોને લીધે સાધકદશામાં તુકારામને પંઢરપુરનું ઘણું મહત્ત્વ જણાયું અને હર્ષના આવેશમાં તેમણે પૃથ્વી પરના તે વૈકુંઠની–પોતાના પિયરની–ખૂબ પ્રશંસા કરી. નામસ્મરણ, સત્સંગ, વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ માટે પંઢરપુરનું વાતાવરણ કેટલું પોષક હોય છે, તે વિષે તેઓ કહે છે: 'વારકરી બની પંઢરપુર જાઓ; ત્યાંની રજ છોડીને વૈકુંઠની ઇચ્છા શા માટે સેવો છો? ત્યાંના સાધુસંતોના સમુદાયને વંદન કરો; ત્યાં ચંદ્રભાગા નદીના તીર પર તારક વિઠ્ઠલ ઊભા છે. હે સંતો! ત્યાંનું નામસ્મરણરૂપ ધન તમે લૂંટો. હરિના નામના તરાપા પર તુકારામ હમાલ બનીને વિઠ્ઠલરૂપ માલનો બોજો વહે છે.'

जाय जाय तू पढरी । होय होय वारकरी ॥
सोडूनीया वाळुवट । काय इन्छीसी वैकुंठ ॥
खादा पतकांचे भार । तुळसी माळा आणि अबीर ॥
साधुसंतांच्या दाटणी । तुका जाय लोटांगणी ॥
तारु लागलें बदरीं । चद्रभागेचीया तीरीं ॥
लुटा लुटा संतजन । अमुप हे रासी धन ॥
झाला हरिनामाचा तारा । शीड लागलें फरारा ॥
तुका जवळीं हमाल । भार चालवी विठ्ठल ॥

પ્રભુના નામ પરનો પોતાનો વિશ્વાસ અને નામસ્મરણ કરવાનો પોતાનો નિશ્ચય ઈશ્વરને જણાવતાં તેઓ કહે છે:

'હે પ્રભો! અમૃતસંજીવની જેવું તારું નામ મુખમાં હોય તો પછી સંસારનું શું લેખું અને મરણનો વળી ભય કેવો? તારા નામથી અમને રક્ષણ મળેલું હોવાથી અમે કળિકાળને અમારા પગ તળે નાખ્યો છે,

जन्ममरणाची कायसी चिंता । तुझ्या शरणागता पंढरीराया ॥
वदनीं तुझें नाम अमृत संजीवनी । असतां चक्रपाणी भय काय ॥
हृदयीं तुझें रूप बिंबलें साकार । तेथें कोण पाड संसाराचा ॥
तुका म्हणे तुझ्या नामाची पाखर । असतां कळिकाळ पायातळीं ॥

અમારામાં તારા નામનું બળ છે. અમે સદા તારા નામરૂપના અમૃતનું પાન કરીએ. સુખ, દુઃખ વગેરે જેનો જે ભોગ હોય તેમણે તે ભોગવવો. હે પ્રભો! મારી ઇચ્છા તો તારાં ચરણોનું શરણ મેળવવાની છે.

आम्हांसी सकळ । तुझ्या नामाचेंचि बळ ॥
करूं अमृतपान । तुजें नेणों कांहीं आन ॥
ज्याचा जो भोग । सुखदुःख पीडा रोग ॥
तुका म्हणे देवा । तुझे पायीं माझा हेवा ॥

બેસતાં, રમતાં, જમતાં હમેશાં તારું નામ જપું; નામની માળા ગળામાં પહેરું; નામ પર દૃઢ વિશ્વાસ રાખી અંતઃકરણમાં ધારણા કરું. હે પ્રભો, તારું નામ જ અમ શરણાગતોનું જીવન છે.

(નામ વિના બીજા ધર્મ, વ્રત. તપ, નથી)

वेदू भेदु अंतू । रूपें तुझें नाम गाऊं ॥
रामकृष्णनाममाळा । घालूं अंगुळीस गळां ॥
विश्वास हा धरूं । नाम बळकट करूं ॥
तुका म्हणे आतां । आम्हां जीवन शरणागता ॥

હે દેવ! તારું અખંડ નામસ્મરણ કરવું એ જ મારાં જપ-તપ, દાન, અનુષ્ઠાન, તીર્થ, વ્રત, પુણ્ય, ધર્મ, કર્મ અને મારાં નિત્યનિયમ છે. મારો યોગ, યાગ, ધ્યાન, કુળાચાર, કુળધર્મ આચારવિચાર વગેરે બધું તારું નામ છે. નામ વિના બીજું કાંઈ પણ કહેવા જેવું મારી પાસે નથી.

हेंचि माझें तप, हेंचि माझें दान । हेंचि अनुष्ठान नाम तुझें ॥

हेंचि माझें तीर्थ हेंचि माझें व्रत । सत्य हें सुकृत नाम तुझें ॥
हाचि माझा धर्म हेंचि माझें कर्म । हाचि नित्यनेम नाम तुझें ॥
हाचि माझा योग हाचि माझा यज्ञ । हेंचि जपध्यान नाम तुझें ॥
हाचि कुळाचार हाचि माझा कुळधर्म । हाचि नित्यनेम नाम तुझें ॥
हाचि माझा आचार हाचि माझा विचार । हामाझा निर्धार नाम तुझें ॥
तुका म्हणे दुजें सागायासी नाहीं । नामेंविण काही धनवित्त ॥

હે પ્રભો! હવે તારુ નામ ગાતાં, તારા પ્રેમરંગમાં રંગાઈ હું થૈ થૈ નાચીશ. તારું નામ જો હું વીસરું તો કરોડો હત્યાઓ કર્યાનું પાપ મને લાગે.

तुझें नाम गाउ आता । तुझें रंगी नामू था था ॥
तुझया नामाचा विश्वास । आम्हा कैचा गर्भवास ॥
तुझें नामीं विसर पडे । तरी कोटि हत्या घडे ।
नाम घ्यारे कोणी फुका । भावें सागतसे तुका ॥

### ૩. ઈશ્વરને કાકલૂદીભરી અરજ

નામચિંતનરૂપ ઈશ્વરપ્રાપ્તિ માટેના સાધન પર દૃઢ શ્રદ્ધા સ્થિર થઈ અને તે એક જ મનોભાવથી કરવાનો નિશ્ચય થવા છતાં તે સિદ્ધ થવાનુ ઈશ્વરની કૃપા પર જ અવલંબે છે. 'ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते।' તેઓ મને જે સાધન વડે આવીને મળે છે તે બુદ્ધિયોગ હુ જ તેમને આપું છું. શ્રી ભગવાનનું ગીતામાંનુ આ વચન ત્રિકાલાબાધિત સત્ય છે. સાધન કરવા બુદ્ધિ અને સગવડ આપવા માટે સઘળા સાધકોને ઈશ્વરની પ્રાર્થના કરવી પડે છે. તુકારામ તો વળી નમ્રતાની અને નિરહંકારપણાની પ્રતિમા; તેમાંય વળી સંસારમાં બધી રીતે અપયશ પામી દુઃખમાંથી તવાઈને બહાર પડેલા સાધક તો પછી સાધનના યશનો બોજો તેઓ પોતાને માથે લે જ કેમ! તે ભાર ઈશ્વર ઉપર નાખી દઈ 'મારાથી નામચિંતન થઈ શકે એવી કૃપા મારા પર કરો;'

એવી કાકલૂદીભરી અરજ તેમણે પ્રભુને કરી છે. કેવળ નામ-ચિંતન જ નહીં પણ સત્સંગની પ્રાપ્તિ; કામક્રોધાદિ છ શત્રુઓમાંથી છુટકારો; ભાવની વૃદ્ધિ વગેરે સર્વ સિદ્ધિઓ માટે તેમણે ગદ્‌ગદ કંઠે ઈશ્વરને વિનવણી કરી છે, એ હકીકત આગળ આવનારાં ત્રણ પ્રકરણોમાં જણાઈ આવશે. દેવને તેઓ વિનવે છે:

'હે ભગવાન! હું તારું અખંડ નામસ્મરણ કરીશ એવો નિશ્ચય કર્યો છે. તું મારા અંતઃકરણમાં માત્ર અખંડ વિશ્વાસ પેદા કર. મને સત્સંગ આપ અને તારા નામનો રંગ મારા મનને લાગે એવું કર.

हरि, तुझें नाम गाईन अखंड । याविण पाखंड नेणें कांहीं ॥
अतरीं विश्वास अखंड नामाचा । कायामनेंवाचा देईं हेंचि ॥
तुका म्हणे आतां देईं सतसंग । तुझे नामीं रंग भरो मना ॥

પ્રેમથી તારું નામ ન લઉં તો મને સખત સજા કરજે. આ સજા મારે માટે મોટી કૃપા થશે. તે હું તારી પાસે માગું છું, નામ ન લઉં તો મારી જીભ ખરી પડે; તારો યશ–મહિમા ના સાંભળું તો કાન બહેરા થાય; તારું અખંડ ધ્યાન ન ધરાય તો આ નીચ મનને ધિક્કાર હજો.

तुझें नाम मुखीं न येतां आवडी । जिव्हातेचि घडी झडो माझी ॥
हेंचि मज देईं, हेंचि मज देईं । आणिक तुजें कांहीं न मगें तुज ॥
बधिर कान तुझी कीर्ति नाइकतां । पाय न देखतां जळो डोळे ॥
मना तुझें ध्यान नाहीं नित्य काळ । धिक् हे चांडाळ जळो जळो ॥

નામસ્મરણ કરવામાં મન પ્રમાદી બને છે તેથી તેના પર કોપાઈ ને ઉપર પ્રમાણેની સખત સજા તેને કરવાની તુકારામે ઈશ્વર પાસે માગણી કરી. એને એક પ્રકારનું ત્રાગું કહી શકાય; કોઈ વખતે આ પ્રમાદીની વૃત્તિ પેદા થાય છે

અને પ્રગતિ માટે તે ઉપયોગી નીવડે છે. તેથી સામાન્ય રીતે તેવી માંગણી તેમના સાત્ત્વિક, પ્રેમાળ, વિવેકી સ્વભાવને છાજે તેવી છે. ઈશ્વર પાસે તેઓ માગે છે:

'હે વિઠ્ઠલ! વિષયોમાં મને પ્રમાદી થવા દે; તેમનો (વિષયોનો) નાશ કર; તારું નામ લેવાનું બળ આપ. મારે મોઢેથી તારા મહિમાની ગર્જના થાય; બાકી તે મૂંગું રહે તેમ કર; એવી તારા ચરણોમાં મારી પ્રાર્થના છે. 'અંગમાં પ્રેમ ઊભરાઈ કંઠમાં તારું નામ રહે એવું દાન મને આપ, એટલે હું ભવસાગર તરી જઈશ.' એવું દાન તેમણે સંતો પાસે પણ માંગ્યુ.

आळस पाडी विषय कामीं । शक्ति देईं तुझ्या नामीं ॥
आणिक वचनां मुकी वाणी । तुमच्या गर्जो यावी गुणीं ॥
हेचि विनवणी । विनवणी धरा मनीं ॥
तुका म्हणे पाय डोळा । पाहें एरवीं आंधळा ॥
कंठीं राहो नाम । अंगीं भरोनियां प्रेम ॥
ऐसें द्यावें कांहीं दान । आलों पतित शरण ॥
संतांचिये पायीं । वेळोवेळां ठेवीं डोई ॥
तुका म्हणे तरें । भवसिंधु एकसरें ॥

'તારુ નામ લેતાં અષ્ટ* સાત્ત્વિક ભાવો પેદા થાય એવો પ્રેમ આપ. નામસ્મરણ થતા જ ગળુ ભરાઈ આવે,

* અષ્ટ સાત્ત્વિક ભાવ આ પ્રમાણે છે.
स्तंभ स्वेदोऽथ रोमांच स्वरभंगोऽथ वेपथु ।
वैवर्ण्यमश्रुप्रलयमित्यष्टौ सात्त्विका मता ॥

અર્થાત્ હૃદય ભરાઈ આવવુ, પ્રસ્વેદ થવો, રોમાંચ થવા, ગદ્ગદ્વાણી થવી, કંપ થવો, નિસ્તેજ થવુ અને અશ્રુ નીકળી પડવા તથા મરણ નીપજવુ, આ આઠ સાત્ત્વિક ભાવ કહેવાય છે.

तुका म्हणे तुझ्या नामाचेनि बळें । अवघीयाचें काळें केलें तोंड ॥

હે પરમ કૃપાળુ પ્રભો! તેં મારું કષ્ટ દૂર કર્યું છે; 'ભવસાગર કેવી રીતે તરી જાઉં, શું કરું' એવી ચિંતા હવે રહી નથી. બેસતાં, સૂતાં, ખાતાં, તારું નામ લેવા સિવાય હવે બીજું કામ રહ્યું નથી. તારું નામસ્મરણ કરવાનો વ્યવસાય જ હવે રહ્યો છે. મનમાં એના વિના બીજા કશાનું ધ્યાન નથી.

आम्हा हेंचि काम । न विसवावें तुझें नाम ॥
नलगे करावी हे चिंता । तरणें कर्णे काय आता ॥
आसनीं भोजनीं, शयनीं । दुजें नाहीं ध्यानी मनीं ॥
तुका म्हणे कृपानिधि । माझी तोडिली उपाधी ॥

મારી જીભને ચળ ઊપડી છે. એક પળભર પણ ન અટકતાં એકસરખું નામરટણ કર્યા કરે છે. ઊંઘમાંથી પણ નામ લેતી જ ઊઠે છે. મારી જીભ પ્રબળ બની છે. મનને કશાનું ખેંચાણ રહ્યું નથી. જે થાય તે સારું; ઈશ્વર જે કરે તે સારું જ; આપણે તો કેવળ અખંડ નામસ્મરણ કર્યા કરવું એવી વૃત્તિ થયેલી છે.

जिव्हे जाला चळ । नेणे आराम पळ ॥
हेचि वोसणायानी उठी । देव राहटिज पाठी ॥
नाहीं वोडावारा । परिज प्रसंग तो बरा ॥
तुका म्हणे जागी । मज हे अनावर झाली ॥

હે વિઠ્ઠલ! તારા નામમાં અમને પ્રીતિ છે, તારા કસે વાતો અમે ગાંડા છીએ; તારું નામ ગાતાં રડીશું; તારા ચરણોમાં પ્રેમ-સુખની વિપુલતા છે. એની આગળ બાપડું વૈકુંઠ શા લેખામાં? તારા ચરણોમાં સમાઈ ગયા પછી જન્મ-મરણને અવકાશ નથી.'

तुज्या नामाचीं आवडी । आम्ही विठो तुझी वेडी ॥
आता नवजो आणिका ठायां । गाउ गीत लागों पाया ॥
काय वैकुंठ वापुडें । तुज्या प्रेमसुखापुढें ॥
संतसमागम मेळें । प्रेमसुखाचा सुकाळ ॥
तुका म्हणे तुज्या पायीं । जन्ममरणा ठाव नाहीं ॥

૪૫. સ્મરણ, ચિંતન એ નામનું અખંડ અનુસંધાન જાળવનારાં વિભિન્ન સાધનો છે; તે જ પ્રમાણે નામસંકીર્તન એ પણ અનુસંધાનનું મહત્ત્વનું સાધન છે. ભાગવતધર્મ, વારકરી સંપ્રદાય, રામદાસી સંપ્રદાયમાં કીર્તનને ઘણું મહત્ત્વનું, મોટું સ્થાન આપવામાં આવ્યુ છે. નવવિધા ભક્તિમાં કીર્તન અને સ્મરણ-બંનેનો સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વર્ગસ્થ પાંગારકરનાં સ્મરણ અને કીર્તન-એમનું યોગ્ય સ્થાન દેખાડનારા નીચે જણાવેલા વિચારો અત્યંત માર્મિક અને મનન કરવા યોગ્ય છે.

'એકાંતનુ સુખ તુકારામને મળતું હતું એમાં શંકા નથી પણ એમાંય પ્રત્યક્ષ સુખ તો નામસ્મરણના અભ્યાસથી જ મળ્યું; એકાંતસેવનથી તો માત્ર ઉપાધિ દૂર થઈને વધુમાં દુઃખનો નાશ થવા રૂપ સુખ મળ્યુ હશે; પણ સુખનો ખરેખરો પ્રવાહ તો નામસંકીર્તનના અભ્યાસથી ચાલુ થયો. કીર્તન-ભજનના પ્રસંગોએ પોતાના જેવા સાધુસંતો અને ભાવિકોની સોબતમાં નામસ્મરણનો લાભ તેઓ લેતા જ હતા, પણ એકાંત મળવાથી હમેશ માટે નામસ્મરણ માટે અવકાશ મળ્યો. કથામાં સત્સંગ અને મૃદંગ, તાલ, વીણા વગેરેની મદદથી પ્રાપ્ત થતો નાદબ્રહ્મનો આનંદ જો કે મોટો છે, તોપણ તેટલાથી કામ સરતું નથી. અખંડ નામસ્મરણનો આનંદ એકસરખો આખો વખત ભોગવ્યા સિવાય ચિત્તશુદ્ધિ થાય

નહીં. બે ત્રણ કલાકના કીર્તનમાંની તન્મયતા પછી બાકીના વખતમાં મનને કયાંય પણ લગાડ્યા સિવાય તે સ્થિર રહેતું નથી, એના સપાટામાંથી છુટાતું નથી.' (તુકારામચરિત્ર પાનું ૨૮૦) તાત્પર્ય એ કે નામસ્મરણ અને નામસંકીર્તન એ બંનેનું અવલંબન સાધકે કરવું જોઈએ. તુકારામે નામ-ચિંતનની સાથે સાથે કીર્તનનો આનંદ પણ મન ભરીને લૂંટ્યો. પ્રાધ્યાપક રા. દ. રાનડેના લખવા પ્રમાણે, 'નામદેવ પછી તુકારામ જેવો પ્રભુનો સાક્ષાત્કાર પામેલો કોઈ કીર્તનકાર થયો હશે કે કેમ એ વિષે શંકા છે.'

## નામની ગર્જનાથી આનંદ, સંતોષ

નામસંકીર્તન એ નામસ્મરણને અતિ ઉપકારક છે તેથી નામમાહાત્મ્યનો વિચાર કરતી વખતે સંકીર્તનનો પણ તે સાથે જ વિચાર કરવો જોઈએ. સંકીર્તન વિષે તુકારામ કહે છે:

'અમે હમેશાં નામની ગર્જના કરીશું, હમેશાં હરિની કથા કરીશું. તેથી ચિત્ત સદા સંતુષ્ટ રહે છે. નામઘોષ કરતાં સર્વ સુખો અને સઘળા અલંકારોથી વિભૂષિત - થઈ અમે આનંદથી ડોલતા રહીએ છીએ. મારા અસ્તિત્વની સ્મૃતિ પણ રહેતી નથી. છતે દેહે વિદેહ અવસ્થા ભોગવવા મળે છે. નામને લીધે અમે અગ્નિ જેવા બન્યા છીએ, પાપ-પુણ્યનો અમારા શરીરને સ્પર્શ થવા દેતા નથી, પાસે આવતા જ તે બળી જાય છે.

सदा नामघोष करूं हरिकथा । तेणें सदा चित्तां समाधान ॥
सर्व सुख ल्यालों सर्व अलंकार । आनंदें निर्भर डुल्लसों ॥
असों ऐसा कोठें आठवही नाहीं । देहींच विदेही भोगूं दशा ॥
तुका म्हणे आम्ही झालों अग्निरूप । लागों नेंदूं पुण्यपाप अंगा ॥

'હે મન! વિઠ્ઠલ કીર્તનમાં ઊભા હોય છે. તેમને મળવા

માટે જપ, તપ, ધ્યાન વગેરેની આવશ્યકતા નથી. સાધન, મુદ્રા, સમાધિ એ બધા કીર્તનનો આશરો લઈ રહે છે. ઋદ્ધિ, સિદ્ધિ, મુક્તિ, કીર્તનકારની સેવા કરતાં હોય છે. કથા જેવું બીજું પુણ્ય નથી. કથામાં પ્રભુ ઊભા હોય છે એ ભાવ તદ્દન સાચો છે. 'નારાયણ' મંત્ર બધા માટે સહેલો છે, મન અને વાણીથી તેનો ઉચ્ચાર કરતા જ મહાપાતકો બળીને ભસ્મ થઈ જાય છે. ભાવથી કીર્તન કરતાં કીર્તન કરનારો પોતે તરી જઈ સાભળનારાઓને પણ તારે છે. બનેને નારાયણની પ્રાપ્તિ થાય છે, એમા કાંઈ જ શંકા નથી.

जप, तप, ध्यान, न लगे धारणा । विठ्ठल कीर्तनामाजी उभा ॥
राहें माझ्या मना दृढ या वचनीं । आणीक तें मनीं न धरावें ॥
कीर्तनीं समाधि साधन ते मुद्रा । राहतील थारा धरोनीया ॥
तुका म्हणे मुक्ति हरिदासान्या घरीं । वोळगती चारी ऋद्धिसिद्धि ॥

कथा देवाचें हें ध्यान । कथा साधन मडण ॥
कथे ऐसें पुण्य । आणिक नाही सर्वथा ॥
ऐसा याचा खरा भाव । कथेमाजीं उभा देव ॥
मत्र स्वल्प जना । उच्चारिता वाचें मना ॥
म्हणता नारायण । क्षणें जळती महादोष ॥
भावें करिता कीर्तन । तरे तारी आणिक जन ॥
भेटे नारायण । संदेह नाहीं म्हणे तुका ॥

'કથા દુઃખ હરે છે, મુક્ત કરે છે, પાપનો નાશ કરી પાપીઓનો ઉદ્ધાર કરે છે. ગમાર-અનાડી માણસો પણ કથામા તન્મય બને છે. હરિની કથા એ જ અમૃતપાન છે. કીર્તનસમયે કલિયુગ થરથર કાપતો હોય છે. દેવો પણ તન્મય થઈને ત્યા ઊભા રહે છે.

कथा दु ख हरी कथा मुक्त करी । कथा याची वरी विठावाची ॥
कथा पाप नाशी, उद्धरिले पापी । समाधि कथेसी मूढ जना ॥

कथा जपध्यान कथा अनुष्ठान । अमृत हें पान हरिकथा ॥
कथा मनजप कथा हरीताप । कथाकाळीं तार कळिकाळसी ॥
तुका म्हणे कथा देवाचें हें ध्यान । समाधि लागोन उभा तेथें ॥

### કથા–દેવ, ભક્ત, નામ: એમનો ત્રિવેણીસંગમ

'કથા એ દેવ, ભક્ત અને નામ એમનો ત્રિવેણીસંગમ છે. ત્યાં જન્મેલા માણસોના પગની રજને વંદન કરવાથી પુણ્ય થાય છે. 'ભાવથી હરિનામ ગાનારા અને સાંભળનારા સ્ત્રીપુરુષો શુદ્ધ થાય છે. પવિત્ર થવા માટે તીર્થો ભક્તો પાસે આવે છે; તેમના ચરણોમાં સદા પવિત્ર પર્વકાળ હોય છે. કીર્તનનો મહિમા અગાધ છે. તેને કોની ઉપમા આપવી? ખુદ બ્રહ્મા પણ કીર્તનના સુખનું વર્ણન કરી શકે નહીં'.

कथा त्रिवेणी संगम । देव भक्त आणि नाम ॥
तेथींचें उत्तम चरणरज वंदितां ॥
जळती दोषांचे डोंगर । शुद्ध होती नारीनर ॥
गाती ऐकती सादर । जे पवित्र हरिकथा ॥
तीर्थें तथा ठायीं । येतीं पुनीत व्हावया ॥
पर्वकाळ पायां । तळीं वसे वैष्णवां ॥
अनुपम्य हा महिमा नाहीं द्यावया उपमा ॥
तुका म्हणे ब्रह्मा । नेणे वर्णूं या सुखा ॥

'નામ ઉપર અનન્ય ભાવથી વિશ્વાસ હોવો અને ચિત્તને વાસનારહિત કરવું એ અમારા વૈષ્ણવોના કુળનો વંશપરંપરાથી ચાલતો આવેલો ધર્મ છે. ચિત્ત આવું નિર્વિકાર થયા પછી જ હરિના ભક્ત કહેવડાવવામાં શોભા છે. કીર્તન કરતાં પ્રેમથી અમે ગાઈએ છીએ અને નાચીએ છીએ. ભોગ તો શું, પણ અમે મુક્તિ પણ માગતા નથી. ઈશ્વરના સગુણ અને નિર્ગુણ એવાં બન્ને સ્વરૂપો પર અમને સરખો જ પ્રેમ છે. અમે

ચિદાનંદમાં ડૂબકી મારી છે. વૃત્તિની સાથે જ મન પ્રેમપ્રવાહમાં ડૂબી ગયુ છે. પછી દેહભાવનું સ્મરણ ક્યાંથી થાય ?

आम्हा वैष्णवांचा कुळधर्म कुळींचा । विश्वास नामाचा एकभावें ॥
तरीच हरिचे दास म्हणविता श्लाघिजे । निर्वासना कीजें चित्त आधीं ॥
गाऊं नाचूं प्रेमें आनंदी कीर्तनीं । भुक्ति मुक्ति दोन्हीं न मागों तुज ॥
सगुण निर्गुण एकची आवडी । चित्तें दिली बुडी चिदानंदीं ॥
वृत्ति सहित मन रिघे प्रेमडोहीं । नाठविता देहीं देहभाव ॥

'કથામૃત અને સંતસમાગમ એ જ અમારું જીવન. સંતોની સાથે કથામૃતનુ ભોજન કરું-કથા સાંભળું. તેના એકેએક પદમા સ્વાદરસની મધુરતા છે. આ ભોજનથી તૃપ્ત થયા પછી આનંદના ઓડકાર આવે છે અને વાણી વડે પ્રેમ વહેવા માડે છે એટલે હરિના ગુણ ગવાય છે, સર્વત્ર ઈશ્વરસ્વરૂપ પાક પેદા થયેલો જણાય છે; અર્થાત પ્રાણીમાત્રમાં ઈશ્વરનું અસ્તિત્વ દૃષ્ટિગોચર થાય છે. ઈશ્વર સ્વરૂપ પાક આકાશમા પણ માતો નથી. એની ગણતરી તે કેમ થાય ? તે અનત છે, હવે આ પાકનો વ્યાપાર અનત-પણાને લીધે પૂરો થયો.'

आमुचें जीवन हें कथाअमृत । आणिकही संतसमागम ॥
सारूं एके ठायीं भोजनपरवडी । स्वादरसगोडी पदापदीं ॥
घालिया ढेकर येती आनंदाचे । वोसंडलें वाचे प्रेमसुख ॥
पिकलें स्वरूप आलीया घुमरी राशी त अंबरीं न समाये ॥
मोजिता तयाचा अंत नाहीं पार । खुटला व्यापार तुका म्हणे ॥

'મારા નામની ગર્જના કરીને મારા ભક્તો દુનિયાના દુઃખોનો નાશ કરે છે. પછી આખુ જગત મહાસુખથી ઝળ હળવા માડે છે. મારા ભક્તો મારા નામની ગર્જના અને તેના

या सतापरीस उदार । त्रिभुवनीं नाहीं थोर ॥
मायबाप सहोदर । इष्ट मित्र सोयरे ॥
कृपा कटाक्षें न्याहाळिलें । आपुल्या पदीं बैसविलें ॥
बापरखुमादेवीवरें विठ्ठलें । भक्तां दिलें वरदान ॥

સંતોના આલિંગનથી ચિદાનંદને ભેટવા જેવો આનંદ પ્રાપ્ત થાય છે. હર્ષથી બ્રહ્માંડ ઊભરાઈ છે એવો અનુભવ થાય છે. અહંકારનો નાશ થાય છે. સંતોને મળવાથી સંસારનું દુઃખ ટળે છે. કલ્પવૃક્ષ કરતાં પણ વધુ, સંતો આપી દે છે. એ સંતો આપે છે તેની તુલનામાં ચિંતામણિ ક્ષુદ્ર લાગે, સંતોના જેવું ત્રણે લોકમાં કોઈ ઉદાર નથી. મા-બાપ, ભાઈ-ભાંડું, સગાંવહાલાં ઇષ્ટ મિત્ર વગેરે કોઈ પણ એમના જેટલું ઉદાર નથી. એ સંતો જેના પર કૃપા કરે તેને પરમ પદ આપી તે પર બેસાડે.

સંતોના સંગથી ઈશ્વરપ્રાપ્તિ થાય છે એમ નામદેવે કહ્યું છે.

सतांसी शरण गेलियावांचून । एका जनार्दनीं न कळे नाम ॥

સંતોને શરણે ગયા વિના નામશ્રદ્ધાનો મર્મ સમજાતો નથી; એમ એકનાથ કહે છે.

તુકારામને પોતાનું સંસારદુઃખ મટાડવું હતું. નામશ્રદ્ધાનું રહસ્ય જાણી લેવું હતું; હુંપણું છોડવું હતું; ઈશ્વરપ્રાપ્તિ કરી લેવી હતી. આ બધું સત્સંગથી જ બની શકે, એમ તેમણે સંતોનાં વચનો પરથી જાણી લીધા પછી સત્સંગ ગ્રહણ કર્યો અને તેનો પૂરો લાભ ઉઠાવ્યો. એ વિષયને લગતા અભંગોનો હવે વિચાર કરવાનો છે. પાછલા પ્રકરણમાં નામ વિષે કરેલા વિવેચનના ક્રમ પ્રમાણે—સત્સંગનો મહિમા; સત્સંગનો નિશ્ચય અને આચરણ, ઈશ્વરને વિનતિ અને ફળ.

પ્રાપ્તિ–એ રીતે સંતસમાગમ વિષે પણ વિવેચન કરવાનું છે.

### ૧ : સંતોના ગુણ અને સંતસમાગમથી થતો લાભ

તુકારામ કહે છે: સંતોએ દુકાન માંડેલી હોવાથી આવતા જતા માણસને તેઓ દાન આપે છે. તેઓ ઉદાર છે અને તેમનો ખજાનો અખૂટપણે ભરેલો છે. માગનારને જેટલું જોઈતું હોય તેટલું તેને મળ્યા પછી તેની તૃપ્તિ થઈને બીજાઓને આપવા માટે તે બાકી રહે છે જ. સંતોના માલના કોથળાઓ ઈશ્વરે ભરેલા છે, તે માલ કયારેય ખૂટતો નથી.

घातला दुकान । देती आलीयासी दान ॥
संत उदार उदार । भरलें अनंत भांडार ॥
मागं त्याचीं पुरे । धणी आणिकांसी उरे ॥
तुका म्हणे पोतें । देवें भरलें नव्हे रितें ॥

તમે સંતો અતિ કૃપાળુ છો; મા–બાપ છો. જડ અને મૂઢ લોકોનો ઉદ્ધાર કરવા માટે; ભક્તિભાવ અને ધર્મ, નામનું સુખ અને વિઠોબાનું નામ, એમની વૃદ્ધિ કરવા માટે જ તમે અવતાર ધારણ કર્યો છે. ચંદનવૃક્ષની સમીપમાં ઊભેલાં બીજાં વૃક્ષો પણ ચંદનની સુગંધથી સુવાસિત બને છે, તે ગુણ તમારામાં છે. તમારી સોબતમા રહેવાથી સામાન્ય માણસો પણ સંત જ બની જાય છે.

तुम्ही संत कृपावंत मायबाप । काय मी पतित कीर्ति वानूं ॥
अवतार तुम्हां धराया कारण । उद्धरावें जन जड मूढ ॥
वाढवाया सुख भक्तिभाव धर्म । कुलाचार नाम विठोबाचें ॥
तुका म्हणे गुण चंदनाचे अंगीं । तैसे तुम्ही जगीं संतजन ॥

### પ્રાણીઓ પર દયા એ જ સંતોની પૂંજી

સંતો જગતના કલ્યાણ માટે જીવે છે. પ્રાણીઓ પરની દયા એ જ તેમની પૂંજી; પોતાના દેહ વિષે મમત્વનું તો

નામ પણ નહીં. બીજાના સુખથી તેમને સુખ થાય છે. તેમના મોઢામાંથી અમૃત ઝરતું હોય છે. પારસમણિ જેવી રીતે પોતાની મોટાઈ ભૂલી જઈ લોખંડને સ્પર્શ કરે છે અને તેને સુવર્ણ બનાવે છે, તે પ્રમાણે પાપીઓને પોતાના સમાગમમાં લઈ સંતો તેમને પવિત્ર કરે છે. તેમની સ્તુતિ કયા શબ્દો વડે કરું ?

काय वानूं आतां न पुरे हे वाणी । मस्तक चरणीं ठेवीतसें ॥
थोरीव सांडिली आपुली परिसें । नेणे शिवों कैसें लोखंडासी ॥
जगाच्या कल्याणा संतांच्या विभूति । देह कष्टविती उपकारें ॥
भूतांची दया हे भांडवल संतां । आपुली ममता नाहीं देहीं ॥
तुका म्हणे सुख पराविया सुखें । अमृत हें मुखें स्रवतसे ॥

જેમની વાસના નાશ પામી તેમને બ્રહ્મરસની મધુરતા પ્રાપ્ત થઈ છે એમ સમજવુ. સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થવાથી જેમનું 'અહંત્વ' જતુ રહ્યું છે તેમને ભેદબુદ્ધિ સ્પર્શતી નથી-પ્રાણીમાત્રમાં તેઓ ઈશ્વરત્વ નિહાળે છે. તેમનુ મન ઈશ્વરમાં લાગેલું હોવાથી આત્મસુખની ઊણપ તેમને હોતી નથી. તેઓ જ પુણ્યશાળી, તેઓ જ પરોપકારી હોઈ સ્ત્રી-પુરુષ સર્વને જ્ઞાન આપે છે. એવા સતોનુ પગલૂછણિયુ બની હું તેમની પાસે રહીશ.

ब्रह्मरसगोडी तयांसी फावली । वासना निमाली सकळ ज्यांची ॥
नाहीं त्या विटाळ अंगीं सांचला । उपाधिवेगळ्या जाणिवेच्या ॥
मन हें सकळें लागें एक ठायीं । तया उणें काइ निज सुखा ॥
पुण्यवंत तेच पर उपकारी । प्रबोधी त्या नारी नर लोकां ॥
तुका म्हणे त्याचे पायी पायतान । होउनीयां वास करीन तेथें ।

જેમણે સંસારનો ત્યાગ કરી એક હરિને મનમાં ધારણ કરી તેનું ધ્યાન ધર્યું અને તેનું નામ જીભ પર રાખી રટણ કર્યું એવા સંતોનો મેળાપ થવા જેટલુ પુણ્ય કોની પાસે છે?

જેને તેમની સાથે વાર્તાલાપ કરવા મળે એવો ભાગ્યશાળી કોણ છે ? એવા સત્પુરુષોનો ભેટો થતાં સંસારનાં બંધનો તૂટી જાય છે.

कोण पुण्य कोणा गाठीं । ज्यासी ऐसियाची भेटी ॥
जिव्हीं हरि धरिला मनीं । दिलें ससाराला पाणी ॥
कोण हा भाग्याचा । ऐसीयासीं बोले वाचा ॥
तुका म्हणे त्याचे भेटीं । होय ससाराची तुटी ॥

સંતોએ અમુક વસ્તુને લક્ષ્ય બનાવ્યુ છે, તેને જોઈ હું નામની ગર્જના કરું છું. ત્યાં કાર્ય અને કારણ બને મટી જાય છે. લોકોને હાંક મારતો હું તે માર્ગે જઈ રહ્યો છું. એ જ માર્ગે ચાલો એટલે ચોક્કસ પ્રભુનો ભેટો થશે.

कारणाकारण वारियेलें जेथें । जातों तेणें पथें सादावीत ॥
सतीं हे पैल लाविलें निशाण । तें खूण पाहून गर्जे नाम ॥
तुका म्हणे चला याचि वाटें । पाडुरग भेटे भरंवशानें ॥

## ૨ : સંતસમાગમનો નિશ્ચય

સંતોના અને સંતસમાગમના ઉપર જણાવેલા ગુણો પર શ્રદ્ધા બેસવાથી સંતસમાગમનો લાભ લેવાનો તુકારામે નિશ્ચય કર્યો. તેઓ લખે છે :

જે ભક્તિનો પ્રેમ જાણે છે તે જ ભાગ્યની પ્રતિમા છે. બીજા કોઈ વિદ્વાન કે ડાહ્યા હશે તોય તે મારા મનને જચતા નથી. પ્રભુના નામમાં અને રૂપમા જેમનું ચિત્ત ચોટ્યું છે તેમનો હું દાસ છું. નવવિધા ભક્તિ જાણતો હોય તે જ ખરેખરો પવિત્ર છે.

जाणे भक्तिचा जिव्हाळा । तोचि दैवाचा पुतळा ॥
आणीक न ये माझ्या मना । हो का पडित शहाणा ॥
नामरूपीं जडलें चित्त । त्याचा दास मी अकित ॥
तुका म्हणे नवविध । भक्ति जाणे तोचि शुद्ध ॥

विठ्ठलना चरणनुं स्मरण करनारा ज मारा सगावहाला छे तेमनो हुं दास बन्यो छुं तेमना उच्छिष्टनी-वधेलाघटानी-हुं आशा सेवुं छुं मने तेमना प्रत्ये जेवी चाहना छे तेवी बीजाओ प्रत्ये नथी तेमनाथी इतर माणसोने अपातुं मान केवळ लौकिक अने व्यवहार पूरतुं छे खरेखरुं मान आदर सतजनो प्रत्ये ऊपजे छे

ते मानें साथरे सम्नन सागातों । पाय आठविती विठोबाच ॥
यरा मान विधिपाळणापुरता । देगाचीं तीं भूतें म्हणानीया ॥
सवभावें ज्याचा वैष्णवाचा दास । करीन त्याच्या आस उच्छिष्टाची ॥
तुका म्हण जैसे आवडती हरिदास । तैसी नाहीं आस आणीकाची ॥

साधक नामस्मरणु करतो होय, त्यारेय मन विषयोना चिंतनने छोडतुं नथी विषयोनुं चिंतन करवा माटे पडी गयेली टेव तेना मनने विषयोने मार्गे लई जाय छे एनी सद्बुद्धि तेने ईश्वर भणी लई जवा प्रयत्न करे छे, त्यारे वळी मन विषयो भणी खेंचे छे आवे वखते मननुं विषयो तरफनुं खेंचाणु तूटी जई ते ईश्वर तरफ वळे एवो उपाय साधके शोधवो पडे छे जेमनी सोबतमा रहेवाथी विषयोनी स्मृति न थता ईश्वरनुं स्मरणु थतुं रहे एवाओनी सगतिमा पडवाथी मन सहेजे प्रभु तरफ वळे छे सतो साधकना उच्च ध्येयना साकार स्वरूप छे तमनी सगतिनु परिणाम तो जगजाहेर छे मोबत प्रमाणे मन तैयार छे एटले के मनने जेवी रीते तैयार करवानी इच्छा होय तेवी सोबतमा रहेवाथी ते तेवु बने छे सतो आखो वखत हरिना गुणु गाय छे, भक्तिना आनदथी गाय छे नाचे छे, ससारनी स्मृति तो बाजुए रही पण तेमने देहभाव पण साभरतो नथी खोटी-भूडी वासना अने पारका-पोतानो भेद तेमनामा होतो ज नथी

પ્રાણીમાત્ર પર દયા અને પરોપકાર એ તેમની પૂજા અને વ્યવસાય બનેલાં હોય છે. એવા સંતોની સંગતિમાં રહેવાથી સાધકના અંતઃકરણમાં પણ આ જ ગુણો જાગૃત થાય છે અને દુર્ગુણો લુપ્ત થઈ ધીમે ધીમે ભુલાતા જાય છે. સંતોની સોબતમાં ઈશ્વરનો સાક્ષાત્કાર થવાની શક્તિ ( Intution ) પણ જાગૃત થઈ વધવા માંડે છે, માનસશાસ્ત્રની દૃષ્ટિએ સત્સંગનું મહત્ત્વ અને તેનું કામ આ પ્રકારનાં છે. આથી માન અને પ્રેમપૂર્વક લાંબા સમય સુધી શ્રેષ્ઠ સંતોનો સમાગમ સાધી તેમની સાથે વસવાથી સાધકમાંથી સંત થવાય છે, અને એટલા માટે જ ખરા અને કટ્ટર સાધકો સંતસમાગમ માટે અત્યંત આતુર બનેલા હોય છે. તુકારામ એટલા ખાતર જ સંતોને દ્વારે યાચક બન્યા. તેઓ કહે છે :

'સંતો પાસે પ્રેમ સોઘો છે. તેમની પાસે તલભાર પણ દુઃખ નથી. વિઠ્ઠલ જ તેમની સંપત્તિ અને પૂંજી છે. નામામૃતનું પાન, એ તેમનુ ભોજન છે. લોકોને સાચો ઉપદેશ આપવાનો વેપાર તેઓ કરતા હોય છે. તે વેપારમાં લેવડદેવડ પ્રેમની હોય છે; પૈસા–ટકાનો સંબંધ હોતો નથી. પ્રભુપ્રેમ સિવાય બીજું કાંઈ નહીં. તેમને દ્વારે હું યાચક–ભિખારી બનીને રહીશ. તેઓ મને જોઈતા ભક્તિ પ્રેમની ભીખ આપશે.'

### સત્સંગમહિમા

संतांचीया गांवीं प्रेमाचा सुकाळ । नाहीं तळमळ दु:खलेश ॥
तेथें मी राहीन होउनी याचक । घालतील भीक तेंचि मज ॥
संतांचीया गांवीं वरो भांडवल । अवघा विठ्ठल धनवित्त ॥
संतांचें भोजन अमृताचें पान । करिती कीर्तन सर्वकाळ ॥
संतांचा उदीम उपदेशाची पेठ । प्रेमसुख साठ घेती देती ॥
तुका म्हणे तेथें आणीक नाहीं परी । म्हणोनी भिकारी झालों त्यांचा ॥

પ્રદીપ્ત અગ્નિના સમ્સર્ગથી લાકડામા સુષુપ્તાવસ્થામા અથવા બીજરૂપે રહેલો અગ્નિ સળગી ઊઠે છે, તે જ પ્રમાણે સુપ્ત અથવા બીજરૂપ ભાવનાઓ–સારી કે નરસી–પ્રકટ ભાવનાઓની સોબતથી જાગી ઊઠે છે ટોચ પરની ભાવનાઓ માણુસની સોબતથી પરખાઈ તેમના વિષેની ખાતરી થઈ જાય છે ભાવનાપ્રધાન કાવ્યમા કે અન્ય સાહિત્યમા તે પૂર્ણ પણે ન જણાતા અ શમાત્ર જ જણાય છે એટલા માટે વ્યક્તિની સોબતમા રહેવાથી તે જેટલા પ્રમાણુમા અનુભવાય છે તેટલી તેમના કાવ્યો કે તેમણે રચેલા સાહિત્યમા પ્રતીત થતી નથી ઉપદેશ કરતા ઉદાહરણ–દૃષ્ટાત વધુ ચમત્કાર હોય છે –Example is better than precept, આ અગ્રેજી ભાષાની કહેવતમા પણ એ જ તત્ત્વનો ઉલ્લેખ થયેલો છે રાણા પ્રતાપ કે શિવાજી જેવા સ્વાત ત્રપ્રિય બહાદુર માણુસોની ઉત્તમ ભાવનાઓનો પ્રભાવ અનેક માણસો પર પડવાથી તે માણસો પોતાનુ માથુ હાથમા લઈ તેમની પાછળ ચાલી નીકળ્યા લોકમાન્ય તિલક અને મહાત્માજીની દેશભક્તિની પ્રેરણાથી પ્રેરાઈ હજારો માણસોએ સર્વસ્વનો ત્યાગ કર્યો સોબતની અસર એ ભાવનાનો સ્વભાવ છે સત્સગનો મર્મ ભાવનાના ધર્મમા રહેલો છે સતો એ ભક્તિ અને વૈરાગ્યની ભાવનાના હાલતાચાલતા પૂતળા છે તેમની સોબતમા સાધકોની અપૂર્ણ કે સુપ્ત ભાવનાઓ જ નદીથી જાગૃત થાય છે નામ સકીર્તનમા આનદ લાગે છે, પ્રેમ વધે છે, તે આનદ અને પ્રેમનો લાભ વારવાર મળતો રહેવાની અભિલાષાથી સાધક સતોનુ શરણ શોધે છે સત્સગરૂપી ઔષધ આવુ મધુર અને ગુણકારી હોવાથી ભક્તિની વૃદ્ધિ માટે એના જેવો બીજો રામબાણ (અમોઘ) ઉપાય નથી એમ સતોએ

કહ્યું છે. અર્થાત્ પ્રદીપ્ત થયેલો અગ્નિ કેવળ લાકડાંને જ અગ્નિ-રૂપ બનાવી દેશે; પથ્થર કે લોઢાને નહિ બનાવી શકે. શુભ ભાવનાઓ જાગૃત થાય છે, ભાવનાઓનો અભાવ હોય તો તે જાગૃત થવાની વાત જ ઊભી થતી નથી. ઉપર જણાવેલા બહાદુર અને દેશભક્તોને પગલે હજારો માણસો ગયા એ ખરું; પરંતુ કરોડો માણસો ઘેર જ રહ્યા, તેમના પર બહા-દુરોની ભાવનાઓનો કાંઈ જ પ્રભાવ પડી શકયો નહીં. જેમના અંતઃકરણમાં ભક્તિ–વૈરાગ્યનાં બીજ હોય તેમને સત્સંગતિથી લાભ થાય છે, તેમના ગુણોની વૃદ્ધિ થાય છે એટલે સંત-સમાગમથી ભક્તિ અને વૈરાગ્ય વધતા રહે છે; પણ તેવા લોકો ઓછા હોય છે. ધ્યાનમાં રાખવા જેવી મહત્ત્વની બીજી એક વાત એ છે કે, મહાન વ્યક્તિમાં ભાવનાઓ જેટલા વેગથી પૂર્ણપણે જાગૃત થયેલી હોય છે, તેટલા પ્રમાણમા તેમનો પ્રભાવ વધુ પડે છે. સારી રીતે દેવતા સળગ્યો નહીં હોય તો બીજાં લાકડાઓને તે જલદીથી પેટાવી શકશે નહીં; તેવી જ રીતે લાકડાઓ જો ભીના હશે તો તેઓ અગ્નિને જ બુઝાવી દેશે. એટલા માટે જેમનામા દેહભાવ જ નથી અને જેમણે એક માત્ર વિઠ્ઠલને સર્વભાવો અર્પણ કરેલા છે, એવા શ્રેષ્ઠ અને સમર્થ સતોની જ સગતિ કરવાની ઇચ્છા તુકારામે ધારણ કરી.

સંતસમાગમની ઉપયોગિતા સ્વીકારીને પણ એવો પ્રશ્ન ઊભો થશે કે સત્સગ કરવો એ વાત સાચી પણ પોતાને વિષે લઘુતા આણવા માટેનુ કારણ શું? 'હુ સતોનો દાસ છું, તેમના પગનુ આસદું છુ' એવુ હલકાપણું પોતાને વિશે શા માટે સેવવુ અથવા એવી હલકી ભાવનાઓ પણ શા માટે પેદા થવા દેવી? તેનો ઉત્તર એ છે કે, ધ્યેયને માર્ગે

...તાં તેમાં થનારી પ્રગતિમાં પોતાને માટે તુચ્છતા પેદા થવી એ હકીકત એ માર્ગમાંનો એક અતિમહત્ત્વનો ટપ્પો છે. ધ્યેયને માર્ગે પ્રગતિ થવા માટે પહેલાં તો મૂલ્યપરિવર્તન થવાની આવશ્યકતા હોય છે. આપણે નક્કી કરેલું ધ્યેય મોંઘી કિંમતનું છે અને બીજાં તત્ત્વો ઓછી કિંમતનાં કે કિંમત વગરનાં છે એવું જ્યાં સુધી ન લાગે ત્યાં સુધી ધ્યેયસિદ્ધિ માટે તીવ્રતમ પ્રયત્ન થઈ શકનાર નથી, એ તો ચોક્કસ અને ઉઘાડું છે. તુકારામનું લક્ષ ઈશ્વરપ્રાપ્તિ પર કેન્દ્રિત થયું હતું. આપણામાં રહેલા વર્તમાન ગુણદોષ ઈશ્વરપ્રાપ્તિ માટે કેવળ નિરુપયોગી છે એટલું જ નહીં પણ તેમાં અવરોધ કરનારા છે એ પણ તેમને સમજાયું હતું તેથી પોતાને માટે હીનભાવ પેદા થઈ પોતાના ગુણો વિષે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. એવી સ્થિતિમાં શ્રેષ્ઠ સંતો વડે કરાતી ઈશ્વરની અનન્યભક્તિ, તેમનો ઈશ્વરચિંતન અને નામસંકીર્તનનો આનંદ; તે સંતોનો વિનય, પ્રાણીમાત્ર પર દયા વગેરે અનેક સદ્‌ગુણો તેમનામાં રહેલા જોઈને સંતોની પૂજા કરવા માટે તેઓ તૈયાર થયા. પોતાને અત્યંત તુચ્છ માની, પોતાને જગતના બંધનમાંથી છોડાવવા માટે એકમાત્ર સંતો જ સમર્થ છે એવું જાણીને તેઓ સંતોનું દાસત્વ સ્વીકારે એમાં આશ્ચર્ય શું? ખરાપણાનું અભિમાન તે જ સાચુ સ્વાભિમાન; અને ખોટું અભિમાન તે દુરભિમાન છે એવું સમર્થ રામદાસસ્વામીએ કહ્યું છે.

આજે આપણામાં જે કાંઈ દેખાય છે તે બધુ મિથ્યા છે તેથી તે આપણને ન જોઈએ એવું જણાતાં જ અહંકાર ઢીલો થાય છે; મન કોમળ અને નરમ થઈ સત્ય આગળ (અને સંત એટલે મૂર્તિમંત સત્યસ્વરૂપ-પ્રત્યે) નમવા માટે તૈયાર થાય છે; એટલુ જ નહી પણ સત્યનો સ્વીકાર કરવા માટે ઉત્સુક થાય

છે. મનનો આ ધર્મ વ્યવહારમાં પણ આપણને જોવા મળે છે. કોઈ યુવકને એકાદ કોઈ યુવતી સઘળા દૈવી ગુણોથી યુક્ત જણાતી હોય (તે ભ્રમ જ હોય છે) અને તેની પ્રાપ્તિ માટે તે પોતે અયોગ્ય અને હલકો છે એમ તેને લાગે છે. તેના જીવનમાં તે યુવતીએ પ્રવેશ કર્યો પહેલાં જે ગુણો પોતામાં હોવા વિષે તે અભિમાન સેવતો હતો, તે હવે તેને ક્ષુદ્ર લાગવા માંડે છે; અને કમનસીબે જો તે યુવતી સાથે તેનું લગ્ન ન થયુ તો પોતાના જીવનને વ્યર્થ માની કયારેક આત્મહત્યા પણ કરી બેસે છે. કેટલાકો વળી પરીક્ષામાં નાપાસ થવાથી આપઘાત કરે છે, એવા પણ દાખલાઓ જોવામાં આવે છે. એમ કરવું એ અજ્ઞાન છે. યુવતીનો પ્રેમ અને પરીક્ષા કરતાં અનેકગણાં કિંમતી અન્ય તત્ત્વોનું વિસ્મરણ થવાથી અથવા તેમના વિષેની માહિતી ન હોવાને લીધે જ આવા મૂર્ખાઈભર્યા વિચારો ઉદ્ભવે છે. પરંતુ જ્યાં ધ્યેયનું મૂલ્ય ખરેખર મહાન છે, ઈશ્વરપ્રાપ્તિના ધ્યેય જેવું સત્ય અને શ્રેષ્ઠ છે ત્યા તેની આડે આવનારા પોતાના દોષો વિષે જો તિરસ્કાર પેદા ન થાય; અને જેમણે તે ધ્યેયને સિદ્ધ કરી લીધું છે તેવા પુરુષો વિષે પૂજ્યભાવ અને આદર પેદા થઈ તેમની આગળ મન નમ્ર ન બને, તો જાણવું કે ધ્યેયનું મૂલ્ય સમજાયુ નથી, તેની લગની લાગી નથી, એ વાત ચોક્કસ છે; એ વિષે કોઈ શકા જ નથી. ઈશ્વર સિવાય બીજી કોઈ પણ વસ્તુને જો જરા પણ વધુ મહત્ત્વ અપાય તો તે વ્યભિચારિણી ભક્તિ કહેવાય.

### આત્મઘૃણાથી અહંકારનો નાશ

ધ્યેય તરફનું તુકારામનું આકર્ષણ ખરેખરું હતું. 'ख़ाके घेउनीया दारा। म्हणे मज संन्यासी करा'–મને

સંન્યાસી બનાવો એ પ્રકારનું ન હતું. આથી ઈશ્વરપ્રાપ્તિની આડે આવનારા પોતાના અવગુણો તરફ તેમને ઘૃણા ઉત્પન્ન થઈ અને ઈશ્વરસ્વરૂપ સંતો માટે પૂજ્યભાવ પેદા થયો. તેમના ચરણોમાં આળોટવા પોતાને વિષે ધન્યતા જણાવા લાગી. તેમની સોબતમાં આનંદ અને પ્રેમનો અનુભવ થવા લાગ્યો.

પરમાર્થની આડે આવતો અહંકાર આ રીતે નાશ પામે છે અને નિરહંકારપણું પેદા થઈ સાધક સિદ્ધાવસ્થા પાસે જઈ પહોંચે છે. આમ થવાથી પોતાને વિષે તિરસ્કાર ઉત્પન્ન થવાની ભાવનાને પરમાર્થપથ પરનો એક મહત્ત્વનો સ્તંભ હોવાનું જણાવ્યું છે. ખ્રિસ્તી ધર્મના તત્ત્વજ્ઞાનમાં આને (Creature feeling) ક્ષુદ્ર કીડો હોવાની ભાવના કહેવામાં આવે છે. આગળ ઉપર ૭મા પ્રકરણમાં પણ આ અવસ્થાનો ફરીથી વિચાર કરવાનો છે. હવે તુકારામ સંતસમાગમ વિષે બીજું શું કહે છે તે જોઈએ.

અનન્ય ભાવનો ચસકો તુકારામને ભક્તિ માટે લાગેલો હોવાથી તેવો ભાવ પોતાનામાં જાગૃત થવા માટે તેઓ ભગવદ્ ભક્તોનો સદા આદર કરવા લાગ્યા; તેમનું દાસત્વ સ્વીકારી, તેમના ચરણોની રજ માથે ચઢાવી પવિત્ર થવામાં કૃતાર્થતા માની; પોતાની અંદર અનન્ય ભક્તિભાવ જાગે તે, માટે તેમણે ભક્તના ચરણોમાં સ્થાન મેળવવાનો નિશ્ચય કર્યો.

*जे गाती अखंड विठ्ठलाचें गीत । त्याचे पायीं चित्त ठेवीन मी ॥*
जयासीं आवडे विठ्ठलाचें नाम । ते माझे परम प्राणसखे ॥
जयांसी विठ्ठल आवडे लोचनीं । त्याचें पायवणी स्वीकारीन ॥
विठ्ठलाशीं जिहीं दिला सर्वभाव । त्यांच्या पायीं ठाव मागं ईन ॥
तुका म्हणे रज होईन चरणींचा । म्हणवितो त्याचा हरिचे दास ॥

વિઠ્ઠલ જ જેમની સંપત્તિ છે, તેમના ચરણોને હું

વંદન કરીશ; તેમના ચરણોમાં મારા જીવને વિશ્રાંતિ મળી એટલા માટે મને તેમની લગની લાગી છે. એમના ભાગ્ય પરથી ઇંદ્ર વગેરેના વૈભવો ન્યોછાવર કરી નાખીશ. ભક્તોને ઘેર જ દેવનો નિવાસ હોય છે એવો મને દઢ વિશ્વાસ છે. હવે સંતો સિવાય બીજી કોઈ કામના મને નથી.

त्याचीया चरणां भाझे दंडवत । ज्याचें घनवित्त पाडुरंग ॥
तेथें माझा जीव पावला विसावा । म्हणउनी हांवा भरतसें ॥
आणीक तीं भाग्यें येथें कुरवंडी । करुनीयां सांडी इन्द्रभैसी ॥
वैष्णवाचे घरी देवाची वसति । विश्वास हा चित्तीं सर्वभावें ॥
तुका म्हणे सखे हरीचे ते दास । आना पुढें आस नाहीं दुजी ॥

સંતો જે સોપાન ઉપર પગ મૂકે તેના પર સૂવું, જેથી તેમના ચરણોનો સ્પર્શ થાય; એટલે કે પ્રેમામૃતનું પાન કરવાનું મળશે અને તેમના ચરણોની ધૂળ વડે સ્નાન થશે; તે સુખ પ્રાપ્ત થવાથી સઘળાં દુઃખો નાશ પામશે. આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તો જન્મ સાર્થક થશે.

ऐसा भाग्यें जयाला । तरी धन्य जन्मा आलो ॥
ठके तळीले पायरीं । मत पाय देंता वरी ॥
प्रमामृतपान । होईल चरणरजें स्थान ॥
तुका म्हणे सुखें । तया हरतील दु खें ॥

સંતોનું નામ લેવાથી મનુષ્ય પુણ્યશાળી થાય છે; તેમના નામના જપથી પાપ નષ્ટ થાય છે. આવી રીતે મળતા લાભને મારી જીભ ગુમાવવાની નથી. ભાઈ, મન રે! સંતોની મુલાકાત લે. બીજો વિચાર જ કરીશ નહિ. સંતોના પ્રદેશમાં જવાથી તને વિશ્રાંતિ મળશે. સતો સુખનો સમુદ્ર છે. ત્યાં જઈ તૃપ્તિ મેળવ.

पुण्यवंत व्हावें । घेता सज्जनांचीं नांवें ॥
नेघे माझी वाचा तुटी । महालाभ फुकासाठीं ॥
विश्रांतीचा ठाव । पायीं संतांचिया भाव ॥
तुका म्हणे पापें । जातीं संतांचिया जपें ॥
घेसी तरी घेई संतांची हे भेटी । आणीक ते गोष्टी नको मना ॥
सर्वभावें त्यांचें देव भांडवल । आणीक ते बोल न बोलती ॥
जासी तरी जाई संतांचीयां गांवा । होईल विसावा तेथें मना ॥

## સંતો પાસે જ વિસામો

સંતોની સોબતમાં મળનારા આનંદનું તેમને વ્યસન જ લાગ્યું હતું. તે આનંદ પાપનાશક, પુણ્યપ્રદ, કલ્યાણયુક્ત હોય છે. તેમાંથી ઈશ્વરની પ્રાપ્તિ થાય છે; એ જાણીને તેની તેમને ઉત્કંઠા જાગી હતી અને સંતોના ઉપકારથી તેમનું હૈયું ભરાઈ ગયું હતું. તેમનો વિયોગ અસહ્ય થઈ પડવાથી તેમનો ભેટો થવા માટે તેમનો જીવ બેચેન થતો.

મારી ઇચ્છાઓની તૃપ્તિ થવા માટે મારી જાતિના કોઈ પણ માણસનો મને ભેટો થાવ. અંતઃકરણથી જેમને પ્રભુ પ્યારો છે તેમને મળવા માટે હું આતુર થયો છું. મારી આંખો તેમની રાહ જુએ છે, જીવ વ્યાકુળ થાય છે. તેમની સાથે ઈશ્વરના ગુણોનું સંકીર્તન કરવાથી તૃપ્તિ મળશે તે જ સુદિન, તે જ આનંદ.

माझिये जातीचें मज भेटो कोणी । आवडीची धणी फेडावया ॥
आवडे जया हरि अंतरापासूनी । ऐसीयाचें मनीं आर्त माझें ॥
तयालागीं जीव होतो कासावीस । पाहातील वास नयन हे ॥
सुफळ हा जन्म होईल तेथून । देतां आलिंगन वैष्णवांसी ॥
तुका म्हणे तोचि सुदिन सोहळा । गाऊंया गोपाळ घणिवरी ॥

તરસ લાગતાં પાણી અને ભૂખ લાગતાં મિષ્ટાન્ન મળી

આવે ત્યારે કેટલો બધો આનંદ થાય છે! એવા આનંદથી સંતો મને મળે એવી અભિલાષા છે.

तृषाकाळीं उदकभेटी । पडे मिठी आवडीनी ॥
असीयाचा हो को सग । जिवलग सतांचा ॥
मिष्टान्नाचा योग भुके । म्हणतां चुकें पुरेंमें ॥
तुका म्हणे मातें बाळा । कळवळा भेटीचा ॥

સંતોના ચરણોમાં મેં જીવ લગાડ્યો છે. તેઓ જે માર્ગે થઈને જાય ત્યાંની માટી મારા દેહને લાગો. પેટ ભરાતા સુધી હું એમનું એઠું ખાઈશ. ઈશ્વરપ્રાપ્તિ માટે એના કરતાં બીજાં સાધનોની શી જરૂર છે? હરિકીર્તન થતી વેળાએ ગાતા સંતોનું ચરણોદક હું લઈશ. તેમના ઉપરથી મારો દેહ ઓવારી દઈશ. સંત–મહંતોની હું પૂજા કરીશ. બીજું કાંઈ હું જાણતો નથી. બધું તેમના ચરણોમાં છે. એટલી જ મને ખબર છે

सत मार्गी चालती । त्याची लागो मज माती ॥
काय करावी साधनें । काय नव्हें एक तणें ॥
शेष घईन उच्छिष्ट । धाय धणीवरी पोट ॥
तुका म्हणे सतापायीं । जीव ठेविला निश्चयीं ॥
सत गाती हरिकीर्तनीं । त्यावें घेईन पायवणी ॥
हेंचि तपतीर्थ माझें । आणीक मी नेणें दुजें ॥
काया कुरवडी करीन । सत महत ओवाळीन ॥
सत महत माझी पूजा । आन भाव नाहीं दुजा ॥
तुका म्हणे नेणें काही । अवघे आहे सतापायीं ॥

૩ સત્સંગનો લાભ આપવા માટે ઈશ્વર અને સંતોને વિનતિ

એવા સંતોના સમાગમની પ્રાપ્તિ માટે તુકારામે ઈશ્વરને પ્રાર્થના કરી છે. બધું કરનાર, આપનાર પ્રભુ જ છે. તેના વિના બીજા કોની પાસે શું માગવું?

## દેવ જેમના ચિત્તમાં હોય તેમની સંગતિ થાવ

'હે પ્રભો! જેમના ચિત્તમાં તારો નિવાસ હોય તેમની સંગતિ થાય, તેમનો ભેટો થાય; તેમનો વિયોગ ક્યારેય ન થાય એવી મારી ઇચ્છા છે. મારી આ વાસના તું પૂરી કર. સંતોની સાથે જીવન નિર્ગમન થાય એ જ ઉત્તમ. પોતાનાં સુખદુઃખનાં જોડકાં જેમણે દૂર કર્યાં છે એવાઓનો સેવક કયા પુણ્યથી હું બનીશ તે તું હે નારાયણ! અંતર ઉઘાડીને મને દેખાડ સંતોનો ભેટો થવો મુશ્કેલ છે તેથી તે માટે તારી દયાની ભીખ માગું છું. એક વખતે તેમનો ભેટો થયા પછી સુખશય્યા પર ઊંઘતો રહીશ. વૃત્તિ પર આવીશ નહીં. વૃત્તિરહિત બનીશ એટલે ઈશ્વરોપાસના સિવાય બીજો વ્યવસાય નહી કરું.

देव वसे चित्तीं । त्याची घडावी संगति ॥
ऐसें आवडतें मना । देव पुरवावी वासना ॥
हरिजनाची भेटी । न हो अंग संग तुटी ॥
तुका म्हणे भलें । जिणें संत सवदें ॥
कोण्या पुण्यें त्याचा होईन सेवक । जिहीं द्वंद्वादिक दुरावलें ॥
ऐसी वर्म मज दावीं नारायणा । अंतरीच्या खुणा आपुलिया ॥
बहु अवघड आहे संतभेटी । तरी जगजेठी करुणा केली ॥
तुका म्हणे मग नये वृत्तीवरी । सुखाचे सेजारीं पहुडेन ॥

હે પાંડુરંગ! તારી પાસે અનેક પ્રકારની માગણી કરીને હું તને કંટાળો આપું છું; તો હવે મારી એક આટલી વિનંતિનો સ્વીકાર કર. તને સંતો ઘણા વહાલા છે, તેમની મને સંગતિ કરાવ; પછી હું તને કંટાળો નહી આપું. તેમના ચરણોમાં હું પડ્યો રહીશ, તારી પાસે કાંઈ નહીં માગું. એમ તારા સમ ખાઈ કહું છું. આટલું કર. એટલે મારો

અને તારો બંનેનો ત્રાસમાંથી છુટકારો થાય.'

अखंड जया तुझी प्रीति । मज दे तयाची संगति ॥
मग मी कमळापती । तुज या नाणी कटाळा ॥
पडून राहेन तया ठायीं । उगिच संतांचिये पायीं ॥
न मगेन करी काहीं । तुझी आण गा विठोबा ॥
तुम्ही आम्हीं पीटों जेणें । दोन्ही वारतीं एकानें ॥
बैसलो धरणें । हाका देत दाराशीं ॥
तुका म्हणे या या बोला । चित्त द्यावें या विठ्ला ॥
न पाहिजे केला । अवघा माझा अव्हेर ॥

અત્યંત નમ્રભાવે તુકારામ સંતોને પણ કહે છે, 'હું તમને ત્રણવાર કહું છું કે હું તમારે શરણે છું. તમારા દાસનો દાસ છું. દેહની પરવા ન કરતાં તમારા ચરણોને દંડવત્ પ્રણામ કરું છું. તમારી ગમે તેટલી સ્તુતિ કરું તો-પણ તમારા ગૌરવને હું ન પામી શકું. હવે મારી છેવટની વિનંતિ સાંભળો. તમે મને વિસારશો નહીં. બીજુ શું કહું ? બધું તમને ખબર છે. મારા પર હવે અનુગ્રહ કરો.

शरण शरणागणी । शरण त्रिवाचा विनवणी ॥
स्तुति न पुरे हे वाचा । सत्य दास मी दासाचा ॥
देह न साभाळून । पायातरी लोटांगण ॥
विनवी तुका संता दीन । नव्हें गौरवें उत्तीर्ण ॥
शेवटचीं विनवणी । संतजनीं परिसावी ॥
विसर तो न पडावा । माझा देवा तुम्हासी ॥
आता फार बोलों काई । अवघें पायीं विदीत ॥
तुका म्हणे पडतो पाया । करा छाया कृपेची ॥

તમે સાધુસંતો કૃપાળુ છો, મારા પ્રિય છો; મારો ભાર તમારા પર છે. તમારા ચરણોને મેં ઠગ્યા છે, પણ હવે બધું ખુલ્લુ કરી કહું છુ. તમારા ચરણોને મેં કાયમનું

ચરણોમાં પ્રણામ કરું છું; એમાં બધું આવી ગયું. હે સંતો! તમારા ચરણોમાં સ્થાન પામવાની સદા મારી ઇચ્છા છે. મારા જીવનમાં તમે નિવાસ કર્યો છે. તમારી કૃપાથી ઈશ્વરે મારા અંતઃકરણમાં ઘર કર્યું છે; તે ઘણું સારું થયું.

तव किती वारवार । बोलों फार बोलिलों ॥
आतां माझें दंडवत । तुमच्या संत चरणांसी ॥
आवडी ते नीच नवी । झाली जीवीं वसती ॥
तुका म्हणे सर्व झालें । घरा आलें वदरीचें ॥

ગંગા જેવી રીતે પ્રવાહમાં થઈને સહેજે વહે છે તેવી જ રીતે મારા પર તમે સહેજે કૃપા કરી. તમે મને સંભાળી લઈ ત્રિવિધ તાપમાંથી મુક્ત કર્યો. હવે તમારા ચરણોમાં જકડાયેલો હું દૂર શા માટે થાઉં? પ્રેમથી પીયૂષ પાયું તેથી મારો જીવ તૃપ્ત થયો; હવે કાંઈ કહેવાનું રહ્યું ન હોવાથી મૌન ધરું છું. સંતોની સંગતિથી સંશયની ગાંઠો ઊકલી ગઈ છે; પેટમાં ટાઢક વળી છે. તેમની કૃપાથી ભવનદી તરી જવા માટે ભવનદી જ નૌકા બની ગઈ અને હું તેની પાર નીકળી ગયો. કલ્યાણકારી દાન આપનારા સંતો કરતાં મોટો દાતા વળી કયો મળનાર છે? સંતોનો ભેટો થઈને તેમના ચરણોને કરાયલા આલિંગનનો સમય ખરે જ ધન્ય છે.

अइका तों आतां पायी । होऊं काई वेगळा ॥
तुम्ही संतीं कृपा केली । मंगे वाणी ओपाली ॥
गामाळिरीं माय-बापा । केलों तारांगळा ॥
वोरनें या मोर पाग । तुका देग सौदेर्धि ॥
पण्ण काढ मन भेटी । पाया मिठी पडली मी ॥
सवेराची कुरणी गांठ । हल्लीं दंडी दीवठ ॥
मारनेचा झाला त्या । या उत्तम प्रकारे ॥
तुका म्हणे संगत भली । थोर दाणा याह्नी ॥

### સંતોની કૃપાથી ઉદ્ધાર

તમે સંતોના ચરણોમાં મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હજો. મારી રક્ષા કરનારા તમારાં ઉપદેશવચનોથી મને વિશ્રાંતિ મળી છે. અંતઃકરણમાં પ્રેમસુખ વધ્યું છે. તમારી કૃપાથી દેહ સુશોભિત થયો છે અને મારો ઉદ્ધાર થયો એમાં સંશય નથી. જોકે મારાથી સંતોની કાંઈ જ સેવા થઈ શકી નથી તો પણ મારા પૂર્વજન્મનાં પુણ્યોની થાપણના ફળથી તેમના તરફથી મને આ મોટો લાભ થયો છે.

श्रीसंतांचीया माथा चरणावरी । साष्टांग हे करी दंडवत ॥
विश्रांति पावलों सांभाळा–उत्तरीं । वाढलें अंतरीं प्रेमसुख ॥
डोंरली हे काया कृपेच्या वोरसें । नव्हे अनारिसें उद्धारलों ॥
तुका म्हणे मज न घडता सेवा । पूर्वपुण्य ठेवा वोडवला ॥

સંતોની કૃપાથી ઈશ્વરપ્રાપ્તિ થયાનો આનંદ થયો. ભાગ્યનો પૂર્ણ ઉદય થયો. તુકારામ કૃતાર્થ થયા, સંતોની કૃપાનું વારંવાર સ્મરણ થવાથી કૃતજ્ઞતાને લીધે તેમનું હૈયું ભરાઈ જતું; તુકારામની તેજસ્વી અને રસાળ વાણીને તેમનો ઉપકાર માનવા માટે શબ્દો જડતા નહીં. અંતઃકરણમાંનો ભાવ તેઓ વ્યક્ત કરી શકતા નહીં. તેથી કરી શકાય તેટલું વર્ણન કરીને અંતે સંતોના ચરણોને પ્રણામ કરી તેઓ સ્વસ્થ બેઠા.

ઘણા દિવસોએ પુણ્ય ફળ્યું છે. ભાગ્યનો ઉદય થયો, સાથે ગયો અને સંતચરણોની પ્રાપ્તિ થઈ અને તેમને લીધે સંસારનાં દુઃખોથી ઉત્પન્ન થયેલું સંકટ નાશ પામ્યું. દૃષ્ટિ સમક્ષ પરબ્રહ્મ ઊભું. સંતોના આલિંગનથી શરીર દિવ્ય બન્યું, ખરેખર હું ધન્ય થયો. સંતોના સુખથી પૂર્ણ તૃપ્ત થયો, સંતોને સામે ઊભેલા જોઈ તેમના ચરણોમાં આળોટ્યો.

पुण्य फळलें बहुता दिसा । भाग्य उदयाचा ठसा ॥
झालो सन्मुख तों कैसा । संतचरण देखिलें ॥

आजि फिटलें माझें कोडें । भवदु खाचें साकडें ॥
कोंदाटलें पुढें । परब्रह्म सावळें ॥
आलिंगनें सताचिया । दिव्य झाली माझी काया ॥
मस्तक तें पाया । वरी त्याच्या ठेवितों ॥
तुका म्हणे धन्य झालों । सुखें सताचीया धालों ॥
लोटागणी आलों । पुढें भार देखुनी ॥

## ૫ : સાધકાવસ્થા : વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ

प्रपंच वोसरों । चित्त तुझे पायीं मुरों ॥

'હે પાડુરંગ! સંસારમાંની મારી આસક્તિ દૂર થઈને ચિત્ત તારા ચરણોમાં લીન થાય એવું કાંઈ કર.'

વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ માટે અથવા નૈતિક ગુણોની વૃદ્ધિ માટે પરમાર્થપથ પરના પ્રવાસના પ્રારંભથી સાધકના પ્રયત્નો શરૂ થાય છે અને તે પ્રવાસ પૂરો થાય ત્યા સુધી ચાલુ રાખવા પડે છે. પાછળ જણાવ્યા પ્રમાણે પરમાર્થમાંની પ્રગતિ અને નૈતિક પ્રગતિ એ બન્નેમાં પરસ્પર હેતુતા-(Reciprocal Causation)નો સબધ છે. પૂર્ણ નૈતિક પ્રગતિ સાધ્યા પછી પરમાર્થની શરૂઆત કરવી એવો પ્રકાર નથી. એ દૃષ્ટિએ બીજા, એટલે 'મુમુક્ષુ અવસ્થા'–એ પ્રકરણમાં વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ વિષે કાંઈક વિચાર કરવામા આવ્યો છે. પરંતુ તે વખતે સમાજમા રૂઢ બનેલી નૈતિક કલ્પનાઓના માનદંડથી તુકારામ પોતાની નૈતિક સ્થિતિનુ માપ કાઢતા હતા અને 'जनीं वंद्य तें सर्व भावें करावें । जनिं निंद्य तें सर्व सोडूनि द्यावें ॥ એટલે જે કાર્યને પ્રશસનીય ગણવામાં આવ્યુ હોય તે કરવુ અને જગતે જેને નિંદ્ય ગણ્યુ હોય તે કાર્યનો ત્યાગ કરવો,' એટલું જ સાધવાનો તેમનો ખાસ

પ્રયત્ન હતો. આ સાધવુંય અઘરુ છે એમાં શકા નથી. પરંતુ સાધકાવસ્થામાં નૈતિક ધ્યેય એના કરતાંય ઉચ્ચ કક્ષા પર જઈ પહોંચે છે; સાધનની આડે આવનારા દરેક દુર્ગુણનો ત્યાગ કરવો અને સાધન ઉત્તમ રીતે કરવા માટેનો જરૂરી ગુણ અપનાવવો, એ નૈતિક ધ્યેય બને છે, અને સાધકના પ્રયત્નો તે પ્રમાણે થવા માડે છે. સામાજિક નૈતિક કલ્પનામાં લૌકિક વ્યવહારની કાળજી, કીર્તિની ઇચ્છા, યોગ્ય પ્રમાણમાં સસારમાં આસક્તિ–આ તત્ત્વોને ત્યાજ્ય માનવામા આવતાં નથી. પરંતુ સાધકની દૃષ્ટિએ સાધનના માર્ગમાંનાં વિઘ્નોથી જેટલે દૂર રહી શકાય તેટલે દૂર રહેવું જરૂરી હોય છે. નામ સ્મરણનું ધ્યેય નક્કી થયા પછી તેની આડે આવે તે સઘળું ત્યાજ્ય છે એવો સિદ્ધાત સહેજે નક્કી થાય છે; અને નૈતિક ધ્યેય પણ એ જ માનદડથી મપાય છે. એ દૃષ્ટિએ તુકારામે વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ બાબતમા કેવી વૃત્તિ રાખી હતી તે હવે જોવાનું છે

### ૧. વૈરાગ્ય-ચિત્તશુદ્ધિની આવશ્યકતા

વિષયસુખો માટે આસક્તિ અને અહકારથી આપવડાઈ અને કીર્તિ વિષે જણાતો પ્રેમ અને એ બન્ને વાસનાઓ પૂરી પાડવા માટે ધનની ઇચ્છા; એ બધનોથી મનુષ્ય સંસારમા, પાચ ભૌતિક જગતમા બધાયો છે. એના વિના સામાન્ય માનવીનો દુનિયા સાથેનો સબધ ઘણો થોડો હોય છે. એ સબધથી 'વિષયૈષણા,' 'દ્રવ્યૈષણા' અને 'લોકૈષણા' આ ત્રણ શબ્દોથી મનુષ્યનુ સુદર વર્ણન કર્યું છે. સઘળા પ્રકારના દુર્ગુણો એ ત્રણ એષણાઓમાથી ઉત્પન્ન થાય છે.

તુકારામ કહે છે, 'અહકારને લીધે અને અલ્પ વિષય સુખની અભિલાષાથી હુ પચતત્ત્વોવાળા સાસારિક પ્રપચોમા

આગળ હતો તે ધ્યાનમાં રાખવું જોઈએ. વિષયોના ચિંતન થી તેમનામાં આસક્તિ ઉત્પન્ન થાય છે અને આસક્તિથી કામ, ક્રોધ વગેરે ઉત્પન્ન થાય છે, એવી અનર્થપરંપરા ગીતામાં કહેલી જ છે:

'ध्यायतो विषयान्पुंस सगस्तेषूपजायते ।
सङ्गात्संजायते काम कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोह संमोहात्स्मृतिविभ्रम ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥'

વિષયોના ધ્યાનથી ઉત્પન્ન થયેલી વાસનાને, લાંબા સમયના વૈરાગ્યથી, વિવેકથી અને નામસ્મરણથી નષ્ટ કરી શકાય છે. કામ, ક્રોધ, અહંકાર, મત્સર વગેરે રાજસ અને તામસ વાસનાને શાંતિ, ક્ષમા, નમ્રતા વગેરે ભાવનાઓથી હણી શકાય છે.

'सत्त्वेनान्यतमौ हन्यात् । सत्त्व सत्त्वेन चैव हि ॥'

ચિત્તશુદ્ધિ માટે સઘળા સાધકો એ જ માર્ગે જતા હોય છે. તુકારામે પણ એ જ માર્ગનું અવલંબન કર્યું. નામ સ્મરણથી વિષયોનું ચિંતન દૂર થાય છે, તેવી જ રીતે સત્સંગતિથી સુવિચારોના મન પર સંસ્કાર પડી કુવિચાર નષ્ટ થાય છે આ બે માર્ગોથી તુકારામની ચિત્તશુદ્ધિ થઈ રહી હતી. તેમના જોડીદાર મનને સદુપદેશ આપી વાળવાનો પ્રયત્ન પણ સાથે સાથે ચાલુ જ હતો વિષયો અને માયાની આસક્તિથી થનારા દુષ્પરિણામ અને દુઃખ, તેમ જ તેનાથી વિરુદ્ધ ઈશ્વરના ચિંતનથી થનારા સુખ અને લાભનું સ્મરણ મનને કરાવીને 'नित्यनवा दिवस जागृतिचा'–જાગૃતિ માટે દરેક દિવસ નિત્યનવીન છે, એ પ્રમાણે મનને સદા જાગૃત કરતા ક્યારેક ક્રુદ્ધ થઈને, ક્યારેક ખિજાઈને તો વળી

ક્યારેક પંપાળીને તેઓ મનને જાગૃત રાખતા અને નિશ્ચયમાં દૃઢતા આણતા. મન ઉપર વિજય મેળવવાના તેમના આ પ્રયત્નોનો હવે વિચાર કરીએ.

૭ : દુર્ગુણ–ત્યાગનો નિશ્ચય

તુકારામ મનને કહે છે : 'હે મન! તને કેટલું કહું? લોકો સાથે સ્નેહ કરવાથી દુઃખ થાય છે. ઈશ્વરના પ્રેમનું સુખ નિષ્ઠુર છે, તેને માટે ઐહિક પ્રેમ ત્યાગવો પડે છે તેથી નિંદા–સ્તુતિ, દયા–માયા, સુખ–દુઃખ / એમના વિષે કાળજી સેવીશ નહી; કોઈની પાછળ લાગીશ નહી. વૈરાગ્ય ધારણ કરીને, એક આસને બેસી યોગીઓ શું ઈશ્વરચિંતન કરતા નથી? તેવી જ રીતે તું પણ કર. તે માટેનો વિચાર કરીને વજ્ર જેવો કઠણ બન. ઉપાધિના વમળમા પડીશ નહી. તું પુણ્ય માટેના વિચારો કરે તોપણ તાત્ત્વિકપણે તે પાપ રૂપ જ છે. સઘળા વિચારોથી ભીતિ ઉત્પન્ન થઈ જીવ વ્યાકુળ થાય છે એટલા માટે હુ સંકલ્પ–વિકલ્પો છોડી દઈ સ્વસ્થ બેસીશ અને જે કાઈ આવી પડશે તે શાતપણે ભોગવીશ.'

પ્રેમસુખ નિષ્ઠુર છે : મોહ છોડ

किती खोरा मना किती तुज सांगों । नको काणा लागों मागें मागें ॥
स्नेहवादें दुःख जडलेसें अंगीं । निष्ठुर हें जगीं प्रेमसुख ॥
निंदास्तुति काणी करी दयामाया । न धरी चाड या सुखदुःखा ॥
योगीराज का रे न राहती बेसुनी । एकिये आसनीं याचि गुणें ॥
तुका म्हणे मना पाहें विचारूनि । होइल रे कठिण वज्राऐसें ॥
नको घालूं झाला । मना उपाधि बोलसा ॥
जे जे वाहावे सकल्प । पुण्य तरी तेचि पाप ॥
उपजतो भेव । होतो कासावीस जीव ॥
तुका म्हणे पाहा । होइल तें निवांत साहों ॥

हे मन! प्रभुना चरणोनुं आगथी अंतर वधे, तेवी स्मृति मने करावीश नहीं; केवळ मधुर रामनामनो ध्वनि मारा कान पर पडवा दे. शरीरमां कोईने माटे पण मत्सर हाय-उत्पन्न थाय नहीं; मत्सर पेदा थवाथी दुःख ज थाय छे. शांति, क्षमा धारण कर अने तेमना बळथी शीतळ बनी रहे.

> चित्ता ऐसी नको देऊ आठवण । देवाचे चरण अंतरें तें ॥
> आलीया वचनें रामनामध्वनि । एकावीं कानीं येऊीं गोडें ॥
> मत्सराचा ठाव शरीरीं नसावा । लाभेंवि जीवा दुःख देतो ॥
> तुका म्हणे राहे अंतरीं शीतळ । शांतिचें तें फळ क्षमा अंगीं ॥

आयुष्य मर्यादित छे; ते खूटी जतां देह पडशे. सघळा विषयो अने तेमनां सुख, वादळो प्रमाणे विखेराई जशे ए चोख्खुं देखाय छे. कोईने पण पूछवानी जरूर नथी; मन सहेज विचार करे के तुरत समजाय छे. काळे उत्पत्ति अने नाशनुं दळण मांड्युं छे. ते तेमनो आहार करे छे. एटला माटे ईश्वरने शरणे जाउं; त्यां पूर्ण अभय छे: जन्म-मृत्युनो के दुःखनो त्यां भय नथी.

> उखतें आयुष्य जायाचें शरीर । अवघें वोढवर विषयाचें ॥
> कोणासी हा लागें पुसावा विचार । मनेंचि सादर कस आतां ॥
> उत्पत्ति प्रलय पडलें वळण । पाकाचें भोजन बीज वाढें ॥
> तुका म्हणे जाऊं अभयाच्या ठाया । रिघों देवराया शरण वेगीं ॥

वैराग्य माटेनो आवो दृढ निश्चय करीने काम, क्रोध, लोभ, अहंकार वगेरे भयंकर दोषोनो त्याग करवानी तेमणे प्रतिज्ञा करी, धन, मान वगेरे सुखोने तुच्छ लेख्या.

'हे श्रीहरि! तारा चरणोने हीनता लागे तेवुं कोई पण काम प्राण जाय तोपण हुं करवानो नथी. परस्त्री मने रखुमाई बराबर-मातातुल्य छे. धन मारे मन वमन-ऊलटी

જેવું છે. હું દીન છું. મારી લાજ ગરીબોના બેલી ઈશ્વરના હાથમાં છે.

लागों नेदीं योल पाया तुझ्या हरी । जाव जावो परी न धरी शाप ॥
परनारी मज रखुमाई समान । तमनाहूनी धन गोष मानी ॥
तुका म्हणे याची लाज असे कणा । सहकारी दीना ज्याची तया ॥

દ્રવ્યની પાછળ કાળ લાગેલો છે; આ નાશવંત ધનને હું અસ્પૃશ્ય માનું છું. એકમાત્ર ઈશ્વરના નામને હું મારું જીવનસર્વસ્વ માનું છું. આ અવિનાશી ધનનું હું જતન કરીશ અને કોઈ યાચક આવશે તો આ જ દ્રવ્યનું દાન કરીશ.

द्रव्याचा तो आम्हीं धरितो विटाळ । तयापाठीं काळ लाग करी ॥
करोनीया हेंची राहिलों जतन । एक नारायण नाम अंसें ॥
तुका म्हणे हेंचि करुनी जतन । आलीया हीं दान याचकासी ॥

જે મુખથી પ્રભુનું નામ વીસરી જવાય છે, તેને આગ લાગો; હે પ્રભો ! જે ધન, દોલતથી અને ઉત્તમ કુલમાં પેદા થવા છતા પણ જો તારી સેવા તેમનાથી ન થાય, તો તે ધન-દોલત અને કુળનેય આગ લાગો. આફત મારા પર ભલે આવે, પણ મનમાં ઈશ્વરસ્મરણ થતું રહેવા દે.'

## દેવત્વની ભાવનાથી પ્રાણીમાત્રને વંદન

आगी लागो तया सुखा । जेणें हरि नये मुखा ॥
मज होत का विपत्ति पांडुरंग राहो चित्तीं ॥
जळों ते समूळ । धनसंपत्ति उत्तम कुळ ॥
तुका म्हणे देवा । जेणें न घडे तुझी सेवा ॥

આ પ્રમાણે તુકારામે કામ, લોભ અને મત્સરનો ત્યાગ કર્યો. ક્ષમા–શાંતિ ધારણ કરી ક્રોધ અને મદને દૂર કર્યાં. તેવી જ રીતે અહંકાર અને દંભથી પણ પોતાની મેળે છુટકારો થયો હોય એમ તેમણે કહ્યું છે: ' પ્રભો, હું કણબી જન્મ્યો તે સારું

થયું, નહીં તો દંભથી મરી ગયો હોત; ઠીક થયું. જો એમ ન થયું હોત તો મારામાં અભિમાન વધી જઈ સંતોની સેવા કરવામાં મને શરમ લાગત. ઊંચી જાતિમાં જન્મ્યો હોત અને ભણીગણી વિદ્વાન થયો હોત તો ઉચ્ચ જાતિ અને વિદ્વત્તાના ગર્વથી કદાચિત્ નરકે જવું પડયું હોત. હાશ! હવે હું આ દંભ અને અભિમાનના પંજામાથી છૂટ્યો. નમ્રપણે સઘળાં પ્રાણીઓમાં તમારી જ ભાવના કરીને હું તેમને વંદન કરીશ; એટલે કોઈ પણ મળે તોય તું જ મળ્યો છે એવું લાગશે. નાનામોટાનો ભેદ દૂર કરવો એમ વેદોએ જ કહ્યું છે.'

बरा देवा कुणबी केलों । नाहींतरीं दंभें असतों मेलों ॥
भलें केलें देवराया । नाचे तुका लागे पाया ॥
विद्या असती कांहीं । तरी पडतों अपायीं ॥
सेवा चुकती संतांची । हेचि नागवण फुकाची ॥
गर्व होता ताठा । जातों यमपंथवाटा ॥
तुका म्हणे थोरपणें । नरक होतीं अभिमानें ॥
वंदीन मी भूतें । आतां अवघींच समस्तें ॥
तुमची करीन भावना । पदोंपदीं नारायणा ॥
याळूनिया भेद । प्रमाण तो ऐसा वेद ॥
तुका म्हणे मग । नव्हे दुजयाचा संग ॥

અહંકાર છોડ્યો. બધાં પ્રાણીઓને ઈશ્વર માનીને ઈશ્વરત્વની ભાવનાથી વંદન કરતાં, અભિમાન અને દંભ જશે જ; વળી લોકો સાથે વ્યવહાર કરતાં વાંકાપણું, શઠતા અને નીચપણું તેમ જ છળકપટને પણ અવકાશ રહેશે નહીં. આ પ્રમાણે નાનામોટા બધા શત્રુઓનો તુકારામે નાશ કર્યો. તે જ પ્રમાણે લોકલાજ અને આળસ, એ હિતશત્રુઓને પણ તેમણે પોતાની અંદર આશરો આપ્યો નહીં. નૈતિક દૃષ્ટિએ

જોકે આપણે તેમને નિંદ્ય ગણતા નથી તોપણ તેમના ભણી દુર્લક્ષ સેવી જો તેમને વધવા દેવામાં આવે, તો સાધન કરવાનું અશક્ય બને છે. એકલા પરમાર્થમાં જ નહીં પણ વ્યવહારમાં પણ તે વિનાશક ઠરે છે. એટલા માટે તુકારામે 'आतां लोकलाज नयो येथें आड' તેમ જ 'आतां हा आळस असों परता दुरी' હવે લોકલાજ આડે આવતી નથી–આળસ દૂર થયું છે–આમ કહી આ બે હિતશત્રુઓને વિદાયગીરી આપી દીધી. લાજને તેઓ કહે છે: 'બાઈ, હવે તારું અહીંયાં કાંઈ કામ નથી; તું ચાલી જા! મને પ્રભુ સ્મરવા દે. તારે લીધે મારે ઘણું સોસવું પડ્યું. હું દુષ્ટોના હાથમાં સપડાયો. મારા વહાલા વિઠ્ઠલને તેં મારાથી વેગળો કર્યો. તું દુષ્ટ છે. સુખ માટે તને ખભે બેસાડવાથી મારામાં અનેક દુર્ગુણો દાખલ થયા. હવે તને સોટીથી સજા કરીશ. દેવ મને સહાયક થવાથી તે કરવા માટે હું શક્તિમાન છું.'

आतां, लाजे, येथें नाहीं तुझें काम । जाइ मज राम आळवो दे ॥
तुझे भिडें माझे बहु झाले घात । केलों या अंकित दुर्जनांचा ॥
माझें केलें मज पारिखें माहेर । नष्ट तूं साचार चाळवीलें ॥
सुखासाटीं येक वाहियेलें खांदीं । तणें बहु मांदी मेळवीली ॥
तुका म्हणे आता घेईन काठीवरी । घनी म्यां कैवारी केला देव ॥

લોકલાજનો માણસના માથા પર એટલો બધો ભાર છે કે 'સારું શું અને નરસું શું' એનો લોકમત પ્રમાણે નિર્ણય કરી તે પ્રમાણે વર્તે છે. કેટલીક વખતે લોકમત ભૂલભરેલો અને ભ્રમયુક્ત હોવાનું જણાઈ આવ્યા છતાં પોતાને સત્ય લાગતી હકીકત પ્રમાણેનું ખરું કામ કરવાની તેની હિંમત થતી નથી. લોકાપવાદ વેઠાતો નથી. આજુબાજુના લોકોના ગુણદોષ પોતાની અંદર ઊતરે છે. એક

હિંદી ભાષામાં બોલાતા દોહરા પ્રમાણે સ્વાતિ નક્ષત્રમાં વરસતા વરસાદનું પાણી તો સરખું જ છે, પરંતુ કપૂરકેળ, સમુદ્રમાંની છીપ અને સાપ એ ત્રણેમાં પડવાથી તેમની જુદી જુદી સોબતથી તેમાં ઔષધિ, મોતી અને ઝેર એવા ભિન્ન ભિન્ન ગુણો પેદા થાય છે; જેવી સોબતમાં બેસાય તેવી સોબતના ગુણદોષ લાગે, એવો મનુષ્યસ્વભાવ હોવાને લીધે, જેમને ધ્યેયપ્રાપ્તિ માટે સમાજથી ઊલટી દિશામાં જવાનું હોય છે તેઓ સમાજનો સાથ જ છોડી દે છે. Imitation is highest flattery–અનુકરણ એ મોટામાં મોટી ખુશામત કે સ્તુતિ છે–એ કહેવતમાં મનુષ્યના ઉપર જણાવેલા સ્વભાવ નો પડઘો પડેલો છે. આપણને ગમતા માણસની સારી–નરસી એવી સઘળી બાબતોમાં આપણે તેનું અનુકરણ કરવા માંડીએ છીએ. એટલે કે ધ્યેયપ્રાપ્તિના માર્ગથી જેને સહેજ પણ ચલિત થવું ન હોય તેણે લોકોનો પ્રેમ અને મોહ છોડવાં જ જોઈએ. અને તે છોડવાનો ખરો ઉપાય એટલે જનસંપર્કનો ત્યાગ કરી એકાંતનુ સેવન. ગીતાના તેરમા અધ્યાયમાં 'विविक्तदेशसेवित्वं, अरतिर्जनसंसदि' એ જ્ઞાનનાં લક્ષણો કહ્યાં છે, એનુ રહસ્ય પણ એ જ છે; Man is known by the Company he keeps–માણસ જેવી સોબતમાં રહેતો હોય તે પરથી તેની યોગ્યતાની કલ્પના થાય છે. આ ઉક્તિમાં એ જ તત્ત્વ સમાયેલુ છે. તેમની આજુબાજુના જગતને સંસારના પ્રપંચમાં આનદ જણાતો હતો, જ્યારે તુકારામને ઈશ્વર જોઈતો હતો. દુનિયાની ધાંધલ ધન-સુખ અને કીર્તિ મેળવવા માટેની હતી અને તુકારામનો ઈશ્વરપ્રાપ્તિ માટેનો પ્રયત્ન હતો, એવા સયોગોમાં જગતનો અને તુકારામનો મેળ કેમ જામે? એટલા માટે 'मूले कुठारः–મૂળમા જ ઘા.'

એ ન્યાય પ્રમાણે તેમણે લોકસગાથ છોડી દઈ પરમાર્થ સાધવા માટે એકાતસેવન કરવાનુ નક્કી કર્યુ. તેઓ કહે છે.

'જગતમા બધા પોતાની દુનિયાદારી વિષે દક્ષ હોય છે તેમને તે શીખવવુ પડતુ નથી હુ તો મસારને ઊલટી-વમન જેવો જોઉ છુ, માનુ છુ. મારા દેહ વિષે જ હુ બેદરકાર છું તો પછી લોકોને શીખવવા માટે શા માટે જાઉ! મારા જીવની હુ પરવા કરતો નથી તો બીજાઓના કોડ કયા કરતો બેસુ! 'હુ–મારુ' એવા મારા મતસગનો ત્યાગ કરી હુ હવે ઈશ્વરચિતન કરતો બેમીશ

आपुला तो देह आम्हा उपेक्षित । कोठें जाऊं हित सांगों काणा ॥
कोण नाहीं दक्ष करिता ससार । आम्हीं हा विचार वमन केला ॥
नाहीं या परीत जीविताची चाड । काठें करू कोड आणीकांचे ॥
तुका म्हणे असों चिंतोनीया देवा । 'मी माझा' हा हेवा सोडोनीया ॥

આવી રીતે વર્તવાથી લોકો મારી નિદા કરશે, એ ખરુ, ભલે! નિદા કરવી હોય તો કરે કહેશે કે 'એણે વિવેકનો ત્યાગ કર્યો છે' છો કહેતા! મારુ હિત જેનાથી સધાશે તે જ કરીશ લોકોની શેહમા તણાવાથી શો ફાયદો? લૌકિક સુખ નાશવત છે, તે માટે મારા મનથી વિરુદ્ધ જઈ શા માટે વર્તુ ? મને ભૂડો કહી લોકો મારુ શુ લઈ લેશે? તેમના મનનુ સમાધાન શા માટે કરુ? શુ તેઓ મને પર લોકે લઈ જશે કે? ભલે! સુખેથી તેઓ મારી નિદા કરે હુ કોઈને ભલો–ભૂડો કહેવાનો નથી મારો સઘળો ભાર વિઠ્ઠલ પર છે. લોકો પર મારુ કાઈ જ અવલબતુ નથી તેમની સાથે મારે કાઈ જ લેવાદેવા નથી, તેમનુ મને કાઈ કામ નથી નામસ્મરણ એ જ કેવળ મારુ સાધન અને કામ છે.'

माझी आता लोक सुखें निंदा करूं । म्हणनी विचार सांडियला ॥
कारण होय तो करीन विचार । काय मीडभार करू दवा ॥
तुका म्हण काय करू लापणीक । जनाचार सुख नाशीवत ॥
काय माझें नर्ती वाईट म्हणोन । राखों समाधान कशासाठीं ॥
काय मज लोक नतीत परलोका । जाना कोणा एका निवारेत ॥
न म्हणे कोणासी उत्तम वाईट । सुखें माझी कूट खावों मागें ।
सर्व माना भार असे पाडुरगा । काय माझें जगासवें काज ॥
तुका म्हणे माझें सवही साधन । नामसकीर्तन विठोबाचें ॥

તુકારામનુ આત્મનિરીક્ષણ સૂક્ષ્મ હતું. પોતાના દોષો સહેલાઈથી તેઓ કડકપણે શોધી કાઢતા. જેને પોતાના દોષો જાણવાની વૃત્તિ હોય છે તે બીજાઓની નિંદા કરતો નથી, કરી શકતો નથી. તુકારામને લાગ્યુ કે, 'હું બીજાઓના ગુણદોષ શા માટે જોઉં ? મારામા શું તે ઓછા છે ? બીજા ઓના પાપ-પુણ્ય કે નીચતા અને હલકટપણા માટે હું શા માટે બોલુ ? મારામા એ બધા ભરેલા જ છે મારા કરતા વધુ ભૂડુ બીજુ કોણ છે કે જેના તરફ હું તુચ્છપણે જોઉં ! મારામા સઘળી બૂરાઈઓની પૂજી અખૂટ છે, તે પ્રભુમા મે લગાડી દીધી છે

જનસગ છોડી પ્રભુ પાસે દયાયાચના

कासया गुणदोष पाहों आणिकांचे । मज काय त्याचे उणें असे ॥
काय पापपुण्य पाहू आणिकांचे । मज काय त्याचें उणें असे ॥
नरदुष्पण करणाचें नाहू । तयाहूनी आहु अधिक माझें ॥
युचर खाटा मज कोण असे आम्ह्य । ता नी पाटू डोळा आपुलीय ॥
तुका म्हणे मी भांडवलें पुरता । तुजसीं पंढरीनाथा लागीयलें ॥

'હું લોકો વિષે કાંઈ કહેતો નથી, તેમણે મારી ન્યાથે બોલવુ નહિ, મને હવે કોઈ પણ પ્રકારના ઉપચારની ગરજ

નથી. જે જેવું હોય તેવું ભલે રહે તમારો ભેટો થાય કે મારાં તમને વંદન. તમે તમારે રાહે જાઓ. લોકોને અનેક વ્યસન, અનેક ટેવો, અનેક મતો હોય છે; તેમનામાં કોણ ભળે? હું હવે એકાએક લૌકિક વ્યવહારોમાંથી બહાર પડ્યો છું. મારા હિતનો વિચાર હું મારા મન સાથે કરીશ. મને લોકોની પરવા નથી. તે બધાને પોતાનું હિત કળાય છે; મારે શા માટે તેમને ઉપદેશ કરવો જોઈએ? તેમને ઇષ્ટ વસ્તુ પાસેથી બળજબરીથી આઘા ખસેડતાં તેમને માઠું લાગે. તેમના હિત ખાતર પણ, 'મારું કીર્તન તમે સાંભળો' એમ હું તેમને કહેનાર નથી. તેઓ કીર્તન સાંભળે કે ઘેર જઈ ઊંઘી જાય. મારે શું? હું તો ઈશ્વરનું કીર્તન કરીને તેની પાસે દયાની ભીખ માગીશ. જેની જેવી વાસના તેને તેવી ફળે.'

उपचाराशीं वाज झालों । नका योलों यावरी ॥
असेल त असा तैसें । भेटी सरसें नमन ॥
दुसर्यामध्ये कोण मिळे । छंद चाळे बहुमतें ॥
एकाएकीं आता तुका । लौकिका या बाहेरीं ॥
आपल्या विचार करीन जीवासी । काय या जनासी चाड मज ॥
आपुलें स्वहित जाणती सकळ । निरोधिता घडे दुःख वाटे ॥
आईको नाईको कथा कोणी तरी । जाऊनीयां घरीं निजो सुखें ॥
तुका म्हणे मागूं आपुली करुणा । जयाची वासना तयाफळे ॥

આ પ્રમાણે લોકો સાથેનો સબંધ તેમણે છોડ્યો અને એકાંતવાસ સ્વીકાર્યો. તે એકાંતજીવન કેવું રમ્ય અને પવિત્ર હતું! વૃક્ષોના વેલા અને જંગલી પશુઓ એ જ તેમના જોડીદાર. વનમાં પક્ષીઓનું મધુરું ગાયન થતું હોય છે. માણસો સાથે રહેવાથી તેમના ગુણદોષનો ચેપ લાગે છે.

वचनाचा तोडूं फासा । देऊं आशा टाकोनी ॥
नाहीं तेंचि घेतां शिरीं । होईल दुरी निजपथ ॥
नायिलेंचि माझें तुझें । कोण ओझें वागवी ॥
तुका म्हणे अंतराय । देवीं काय जिणें तें ॥
पाठीलागा काळ येतसे या लागें । मी माझें वाउगें मध्यें असे ॥
आता आगी लागो तैसीया व्यवहारा । तु माझा सोयरा पांडुरंग ॥
वागवीला माथा नसताचि भार । नव्हतें साचार देखिलें तों ॥
तुका म्हणे केलें जवळील दुरी । मृगजळ वरी आड आलें ॥

હવે દુનિયાદારી વિષે મારી આગળ કાંઈ બોલશો નહી. ઈશ્વર સિવાયની બીજી કોઈ વાત મારે સાંભળવી નથી. દેહ ધારણ કરી પાપ–પુણ્યના દર્શન કોણ કરે ? આજ સુધી, અજ્ઞાનથી જે કાંઈ સંસાર વિષે કર્યું તે સહજે ચોરો લઈ ગયા, બધુ નકામું ગયુ. હવે પછી પ્રપંચના ભારનુ વિઘ્ન મારા પરમાર્થ–માર્ગમા આવવા દઈશ નહી.

नका मजपाशीं । बोलों प्रपंचाचे विशीं ॥
आता नाइकावी कानीं । मज देवावीण वाणी ॥
येऊनीया रूपा । कोण पाहे पुण्यपापा ॥
मागें आजिवरी । झालें मापं नेलें चोरीं ॥
पडों नदीं तुका । आड गुफा काहीं चुका ॥

## ૩ : વાસનાનો નાશ કરવા માટે પ્રભુને વિનંતિ

તુકારામને બધી વાતોમાં માત્ર એક ઈશ્વરનો જ આધાર જણાતો હતો. નામસ્મરણ અને સત્સંગમા સફળ થવા માટે તેમણે ઈશ્વરની દયા યાચી, તેવી જ રીતે દુર્ગુણો નાશ પામી સદ્ગુણો પ્રાપ્ત થવામા અને વૈરાગ્ય માટેના પ્રયત્નોમા પણ સફળતા માટે તેમણે ઈશ્વરની સ્તુતિ કરી : 'હે પાંડુરંગ ! પ્રપંચો પરની મારી આસક્તિ ઓસરી જઈ ચિત્ત તારા

ચરણોમાં લીન થાય તેવું કાંઈ કર. મારા ચિત્તને તારા શુદ્ધ પ્રેમથી રંગાવા દે. તારા વિના અન્ય કોઈનુ શાસન હવે જોઈતું નથી. આજ સુધી પ્રપંચનુ શાસન હતું, પણ હવે મિથ્યા પ્રપંચ દૂર કરો એટલે મારું દુઃખ મટી જશે.

प्रपच वोसरो । चित्त तुझे पायीं मुरों ॥
अैसें करि गा पाडुरगा । शुद्ध रगावें रगा ॥
पुरे पुरे आता नको । दुजीयाची सत्ता ॥
लटिके तें फेडा । तुका म्हणे जाय पीडा ॥

મારામા અનેક પ્રબળ દુર્ગુણો છે, તેમનો નાશ કર. તું જ હવે મારામા સદ્બુદ્ધિ જાગૃત કરી મારું મન વશ કર; હું તારાથી દૂર ક્યાંય જઈ ન શકું તે માટે મને તારી શક્તિથી તારા ચરણોમા કસકસાવીને બાંધી દે. તું જ એક માત્ર મારું વહાલુ રહેઠાણ છે; રૂપ-રસમાં હવે મારી પ્રીતિ ન થાય; સઘળી આશાઓ તારા ચરણોમા રહેવા પામે એવુ તારી સત્તાથી તું કરી આપ. દેહ સંબંધથી પ્રાપ્ત થનારા સકટો દૂર થાય એવી કૃપા કર.

## પ્રભુપ્રેમમાં મન ડૂબી જાય

आता होई माझे बुद्धिचा जनिता । आवरावें चित्ता पाडुरगा ॥
येथूनीया कोठें नवजे बाहेरी । अैसें मज घरी सत्तार्ळे ॥
अनावर गुण बहुत जातीचे । तुज ठावें साचें मायबापा ॥
नावडावें जन, नावडावा मान । करूनी प्रमाण तूंचि होई ॥
साडवूनी देहसवन्ध्यसनें । अैसी नारायणें कृपा कीजे ॥
नावडावें रूप नावडावे रस । अवघी राहो आस पायापाशीं ॥
तुका म्हणे आता आपुलीया । सत्ता करूनी अनता ठेवा अैसें ॥

કયા ભાવથી તમે મારો અંગીકાર કરશો એનો વિચાર કરવા માટે મારો જીવ કેટલીક બાંધછોડ કરે છે; મારું મન

મને દશે દિશાઓમાં દોડાવે છે. બીજી બધી વાતો, ધન–માન વગેરેનો મિથ્યા વૈભવ તેમ જ બીજાં સુખો મને હવે તુચ્છ ભાસે છે. તેમના ગુણદોષો મારા અનુભવમાં આવી ચૂક્યા છે, તારા પ્રેમના આનંદમાં ડૂબી જવાય, પ્રેમની અખંડ સમાધિ લાગે એવી આતુરતા મને થઈ છે.'

किती विवंचना करीतसे जीव । मन धांवडावी दाही दिशा ॥
कोण एसा मार्ग तुम्हीं केलीकार । कराया विचार धावमाडी ॥
इतर ते आतां लाभ तुच्छ झाले । अनुभवा आले गुणागुण ॥
तुका म्हणे लागो अखंड समाधि । जाईं प्रेमबोधीं बुडोनीयां ॥

४ : ઈશકૃપાથી સદ્ગુરુપ્રાપ્તિ

તુકારામ જેવા ભક્તની ઈશ્વર કઈ રીતે ઉપેક્ષા કરી શકે? તેણે તેમના મનોરથ પૂર્ણ કર્યા. વૈરાગ્ય અને સદ્ગુરુનો લાભ તુકારામને થયો. તેનું વર્ણન તેમણે ભારે આત્મવિશ્વાસથી અને સંતોષથી કર્યું છે:

'આશા છોડી દઈ અમે હવે ઉદાસ થયા છીએ. હે પ્રભો! હવે હું મોતની બીક શા માટે રાખું? દેહ ગમે ત્યાં પડે કે ઘોડા પર ચડે; માન–અપમાન, સુખ–દુઃખ મારે માટે બાકી રહ્યાં નથી; દેહ તમારો છે દેવ! તે તમે સંભાળો. અને હવે હું અભિમાનથી રહીને મનમાં કશાની ચિંતા કરતો નથી.

[illegible] । [illegible] उदास ॥
आतां कोण भय धरी । पुढें मरणाचें हरी ॥
[illegible] । [illegible] ॥
[illegible] । [illegible] ॥
[illegible] । [illegible] ॥

પ્રભુ પકડમાં આવી ગયો, એટલે હવે નિરાંત થઈ, ઇંદ્રિયોને સંતોષ થવા લાગ્યો; મન ક્યાંય દોડતું નથી. બધું સંચિત કર્મની થાપણ છે. પ્રારબ્ધ પ્રમાણે ફળ મળે છે એવું સમજાયાથી મત્સરનો ત્યાગ કર્યો છે. કામનો નાશ કરી હું હવે મોજથી નામસ્મરણ કર્યા કરીશ.'

सांपडला हातीं । जरी झाली हे निश्चिती ॥
नाहीं धाव घेत मन । इंद्रियांचें समाधान ॥
सोडियेला हेवा । अवघा संचिताचा ठेवा ॥
तुका म्हणे काम । निरसुनीया घेतों नाम ॥

નૈતિક ઉન્નતિની અંતિમ સીમા જ્ઞાનેશ્વરે નીચેની ઓવીઓમાં કહી છે તે તુકારામને પ્રાપ્ત થઈ.

सर्वेन्द्रियान्चा अगर्णी । विवेक करी रावर्णी ॥
साचचि करचरणीं । होती डोळे ॥
तेथ दोपादोपविखी । इन्द्रियेंचि होतीं पारखीं ॥
नाइक्णें तें कानचि गाळी । न पाहणें ते दिठीच वड़ाळी ॥
अवाच्य तें टाळी । जीभचि गा ॥
निषिघ इंद्रिया तैसें । समोर नोहे ॥

કોઈ પણ કામ કાંઈ પણ પ્રયત્ન કર્યા સિવાય સહેલાઈથી કરતાં આવડે તે પૂર્ણપણે સાધ્ય થવાનું લક્ષણ છે. કોઈ પણ નવું કામ કરવાનું આવે ત્યારે તે કરવા માટે મનને લાંબા સમય સુધી પ્રયત્ન કરવો પડે છે, પણ પછી તે કરવાની ટેવ પડી જવાથી, તેના અભ્યાસથી તે કરવામા ફાવટ આવી જાય છે. આટલું થયુ એટલે તે કરવામાં મન પારંગત થયુ સમજવું.

## કામ-ક્રોધનો નાશ

આ નિયમ પ્રમાણે લાબા સમય સુધી સાધન કર્યા પછી ઈશકૃપાથી, નીતિ અને સદ્ગુણ એ તુકારામનાં સ્વભાવ

કુદરતીપણે ભાવ જન્મથી હોય છે, પણ તે પૂરેપૂરો અથવ ચિરસ્થાયી હોતો નથી. પહેલા જન્મગત ભાવથી જે આશાએ મનમાં ઉત્પન્ન થયેલી હશે તે જેટલા પ્રમાણમાં પૂરી થાર છે અથવા તો નિષ્ફળ નીવડે છે તે પ્રમાણમાં ભાવ ટકે છે. વધે છે, ઓછો થાય છે કે નષ્ટ થાય છે. નાનપણમાં માતા ઉપરનો કે ભાઈ પરનો પ્રેમભાવ લગ્ન થયા પછી ઓછો થઇ નાબૂદ થયાના દાખલાઓ રોજ નજરે પડે છે. ધણી–ધણિ યાણીનો શરૂઆતનો પ્રેમ આગળ જતાં ઓછો થાય છે કે વધી પણ જાય છે. એનું કારણ ઉપર જણાવેલી આશાની પૂરવણીના નિયમમાં આવી જાય છે. નાનપણમાં માતા જીવનની બધી આશાઓ પૂરી પાડે છે, પરંતુ તે પછી જીવન ને માતા, ભાઈ, પત્ની પૂરાં થઈ પડતાં નથી એવું જણાવા લાગતાં ભાવમાં ઓટ આવવા માંડે છે. આખા જીવનની આશાઓ પૂરી પાડનાર જો કોઈ મળી આવે તો તેનામાં ભાવ દઢ થાય છે. ભાવની ચઢ-ઊતરની પ્રક્રિયા ટૂંકમાં આ પ્રમાણે છે.

### દુઃખી ભક્તનો ભાવ

અનેક સંકટોમાં સપડાઈને તુકારામે પ્રભુની ખોજમાં જવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમનો ભાવ કેવા પ્રકારનો હતો, તેનો વિકાસ કઈ રીતે થતો ગયો અને છેવટે તે અનન્ય કઈ રીતે થયો એનો વિચાર આ પ્રકરણમાં કરવાનો છે. 'ભાવ તેથેં દેવ'—ભાવ ત્યાં દેવ-ઈશ્વર પ્રત્યેના અનન્ય ભાવ સિવાય તે મળતો નથી, એવો સંતોનો સિદ્ધાંત છે; ત્યારે ભાવમાં અનન્યપણું કેમ ઉત્પન્ન થાય છે તે જોવું જરૂરી છે. સાધકાવસ્થાનો એ એક અતિ મહત્ત્વનો પક્ષ છે. એ વિષય-

માં તુકારામના અભંગોમાં સૂક્ષ્મ વિચાર કરેલો જણાય છે.

વારકરી સંપ્રદાયમાંનાં અત્યંત ભક્તિમાન મા-બાપને પેટે જન્મેલા તુકારામ મૂળથી જ ભક્તિમાન હતા અને તેમનો એ ભાવ પંઢરીનાં દર્શને આવનારા સંતોના સહવાસમાં અને સંતોનાં વચનો વાંચીને અને સાંભળીને નાની ઉંમરમાં જ થોડોઘણો વધ્યો હોવો જોઈએ. તેમના ઉપર સંકટનો પહાડ તૂટી પડ્યા પછી કોઈ મિત્ર, દોસ્તદાર કે સગુંવહાલું રહ્યું નહીં; ખાવા-પીવાના સાંસા પડ્યા. એવે પ્રસંગે ઈશ્વર પરના ભાવને લીધે તેઓ તેના ભણી વળ્યા. તે ભાવનું સ્વરૂપ આર્ત ભક્તિનું હતું. 'કોઈ વહાલ કરશે કે, દુઃખ નિવારશે, કે કોઈ પીઠ બળ-ટેકો આપશે-' કે એવા પ્રકારની ચિંતા તેમને વળગેલી હતી ત્યારે પ્રભુ આશરો આપશે, તેના ગામમાં જાઉં, તેને મારા સુખદુઃખ સંભળાવું, તે ભૂખતરસ મટાડશે, તેના ઉપર ભાર નાખું. તે સુખનો સાર છે. અમે તેના લાડકવાયા બાળકો છીએ. એવો તેમણે વિચાર કર્યો. તે વખતે તેઓ પરમેશ્વર ભણી અનાથનો નાથ, દુઃખભંજક, દીનદયાળ એવા આર્તભક્તના ભાવથી જોતા હતા.

जाऊ देवाचीया गांवा । देव देईल विसावा ॥
देवा सांगो सुखदु:ख । देव निवारील भूक ॥
घालूं देवासीच भार । देव सुखाचें सार ॥
राहों जवळी देवापाशीं । आतां जडोनी पायाशीं ॥
तुका म्हणे आम्ही बाळें । या देवाचीं लडिवाळें ॥

પરંતુ મૂળનો એ ભાવ સ્થિર રહેતો નથી. દીર્ઘકાળ સુધી સાધન કરવાં પડે છે. ફળ મળવામાં વખત લાગે છે અને ફળ મળે ત્યાં સુધી ધીરજ ધરવાનું ભાવની દૃઢતા પર અવલંબે છે, ભાવ ઓછો થાય કે નબળો પડે તો ધીરજ

ખૂટવા માંડે છે; સાધન ઓછું ને ઓછું થવા લાગે છે અને સાધક દેહાદિ પ્રપંચના મોહમાં ફસાય છે તેથી મનને વારંવાર જાગૃત રાખી ભાવ દૃઢ અને સ્થિર રાખવો પડે છે અને વધારવો પડે છે. અનેક અભંગોમાં તુકારામે પોતાના મનને એ પ્રકારની જાગૃતિ આપ્યાનું મળી આવે છે. અભંગો લોકોને કે ઈશ્વરને ઉદ્દેશીને લખાયા હોય તેવા જણાય છે, છતાં તે મનને સંબોધીને લખાયેલા છે. મન સાથે ચાલેલા સંવાદનો તે એક પ્રકાર છે.

તુકારામ કહે છે: 'પાંડુરંગ મારાં સુખદુઃખ જાણે છે તેથી તેના પર ભાર નાખી દઈ હું નિશ્ચિંત બન્યો છું. મૂળથી અમે તેના આશ્રિત છીએ તેથી તેની દયાથી પોષાઈએ છીએ. અમારી કાળજી તેને છે. હાથમાં સોટી લઈ તે અમારા મનનું શાસન કરે છે, ઇંદ્રિયોને બહેકવા દેતો નથી–ચંચળ થવા દેતો નથી. અમો શરણાગતોનું રક્ષણ કરવું દેવ માટે અઘરું નથી.

याचिया आधारें राहिलों निश्चिंत । टेकूनियां चित्त पायीं गेलों ॥
माझें सुखदुःख जाणतसे पार । पतितांचे भार वाहूं येतां ॥
कृपेची पाखणी घातिली अंकितों । रक्षणी लागली माय चिंता ॥
मन राखे हातीं घेऊनियां काठी । इंद्रियें ताठी घालों नेदी ॥
तुका म्हणे गांठी सापडे नाहीं । शरणागतां थोडें रक्षावया ॥

ઈશ્વર એવો સમર્થ અને ભક્તવત્સલ હોવાથી માગવું હશે તે તેની પાસે માગીશ; તેની ભક્તિ અને સેવા કરું. તેને ત્યાં શું ઓછું છે? ઋદ્ધિ સિદ્ધિ તેની દાસીઓ છે. પોતે વિશ્વંભર છે. સમસ્ત ચરાચર વિશ્વ તેનું છે. કાયા, વાણી અને મન તેને જ સમર્પણ કરું.'

### કૃષ્ણ જ મારો આશરો

मागणें तें मागों देवा । करू भक्ति त्याची सेवा ॥
काय उणें तयापाशीं । ऋद्धिसिद्धि ज्याच्या दासी ॥
काया वाचा मन । करूं देवासी अर्पण ॥

તુકારામ કહે છે, 'વારંવાર ખાતરી કરી હું એ જ કહું છું; તે વિષે મને જરાય શંકા નથી. પ્રભો! તું અનેક ભક્તોની માતા છે. તું દયાળુ હોવાથી તેમની કટકટ સહન કરે છે. અનેક ભક્તોને તું ખાવાનું આપે છે. કૌતુકથી રમાડે છે. આ તારું રહસ્ય હું જાણું છું. તારી ભક્તિ કરવાનો શ્રમ વ્યર્થ જતો નથી, તો પછી બીજાં સગાંવહાલાંનો આશરો કે અન્ય વિશ્રાંતિધામો શા માટે શોધતો ફરું? કૃષ્ણ જ મારો મા–બાપ છે. તે જ ભવનદીને પાર લઈ જનાર તારક છે તે જ વિશ્રાંતિ છે. તેને હવે જીવથી વેગળો ન કરવો એમ લાગે છે.'

बोलिलेंचि बोलें पउ पडताळोनी । उपजत मनीं शंका नाहीं ॥
बहुतांची माय बहुत कृपाळ । साहाती कोल्हाळ बुझावीसी ॥
बहुतांच्या भावें बोरसी भातुकें । बहु कवतुकें खेळविसी ॥
तुका म्हणे असें जाणतसें वर्म । करणें तो श्रम नवजे वाया ॥
कृष्ण माझी माता कृष्ण माझा पिता । कृष्ण बधु चुलता कृष्ण माझा ॥
कृष्ण माझा गुरु कृष्ण माझा तारू । उतरील पैलपारु भवनदी ॥
कृष्ण माझें मन कृष्ण माझे जन । सोइरा सज्जन कृष्ण माझे ॥
तुका म्हणे माझा श्रीकृष्ण विसावा । वाटे न करावा परता जीवा ॥

ચિંતા, દુઃખ, ભય, અસ્વસ્થતા વગેરે અનેક કષ્ટપ્રદ બાબતોમાંથી છુટકારો થાય અને સુખ, નિર્ભયતા, વિશ્રાંતિ પ્રાપ્ત થાય એવું માણસ ઇચ્છે છે. આ લાભો જેના તરફથી

થાય છે તેને વિષે પ્રેમ, કૃતજ્ઞતા વગેરે ભાવ જન્મે છે. અનેક વ્યક્તિઓમાં તેમના ઉપકારના પ્રમાણોમાં આ ભાવો વહેંચાયેલા હોય છે. તુકારામને જણાઈ આવ્યું કે એ સઘળા ભાવો ઈશ્વરના ચરણોમાં રહેલા છે. માણસમાં તેમનો આભાસ અત્યંત અલ્પ પ્રમાણમાં હોય છે. 'હે પ્રભો! અભયનું ઠેકાણું તું જ છે,' એવા વિશ્વાસથી હું તારો દાસ થયો છું. મારામાં પ્રેમ ભરાયો. હું નીચથી પણ નીચ છું. તારા ચરણો મારું વિશ્રાંતિધામ છે એ હું જાણું છું. તેથી તને દંડવત્ પ્રણામ કરું છું.

अभयाचें स्थळ । तें हें एक अवळ ॥
तरी धरिला विश्वास । देहीं होउनीयां दास ॥
पुरली आवडी । पायीं लागलीसे गोडी ॥
तुका म्हणे कंठीं नाम । अंगीं भरलें प्रेम ॥
आमुची विश्रांति । तुमचे चरण कमळापती ॥
हेंचि एक जाणें । काया वाचा आणि मनें ॥
पुढती पुढती नमन । पायांवरी लोटांगण ॥
नीचजनांपेक्षां । तळीं पायरीस तुका ॥

તુકારામ આર્તભક્ત હોવાથી તેમની ભક્તિ શરૂઆતમાં સકામ જણાતી હોય તોપણ તે માત્ર સકામ ન હતી. નિષ્કામ ભક્તિની કિંમત તેમને ખબર હતી અને મોક્ષ કે ઈશ્વરપ્રાપ્તિ એ જ માનવજીવનનું ધ્યેય છે એ પણ તેઓ જાણતા હતા. તેથી પાંડુરંગના ચરણો મોક્ષપ્રાપ્તિનું સાધન છે એવો ભાવ તેમના અંતઃકરણમાં હતો જ. પ્રપંચ અથવા પરમાર્થ બંનેમાં ઈશ્વર સહાયક છે એવી તેમની શ્રદ્ધા હતી. એટલા માટે ઘણા અભંગોમાં પ્રપંચ અને પરમાર્થ એ બંને બાબતોનો વિચાર એકત્રપણે કરેલો છે, અને એમના વિવેચનો મનોરમ

ઈશ્વર જ પૂર્ણ કરે છે એમ તુકારામે કહ્યું છે. 'હે મન! ઇંદ્રિયોના આકર્ષણથી સુખ માટે દોડાદોડી કરીશ નહીં. ઈશ્વરના ચરણોમાં નિમગ્ન થા. ત્યાં સર્વ સુખો એકી વખતે પ્રાપ્ત થશે. તે સુખો શાશ્વત છે. કલ્પના અંતે પણ ખૂટનાર નથી. તદુપરાંત જન્મ-મરણની ઘટમાળ તૂટશે, કષ્ટ ભોગવવા નહીં પડે. ભક્તવત્સલ પાંડુરંગ ભક્તોનું વિશ્રાંતિધામ છે. તે ભક્તોને બોલાવી તેમના મુખમાં પ્રેમના ખોરાકનો કોળિયો મૂકે છે. ભક્તોને ભવસાગરને પાર લઈ જાય છે. દયાભાવે તે સઘળા મનોરથો પૂર્ણ કરે છે.'

देवाचीया पार्यी देई मना बुडी । नको धावों ओढीं इन्द्रियाचे ॥
सर्व सुखें तेथें होतीं एक वेळे । न सरतीं काळें कल्पातींही ॥
जाणें येणें खुंटे सरे येरझार । न लगे डोंगर उतरावे ॥
मागणें तें तुज इतुकेंचि आता । मानीं धन वित्ता विषतुल्य ॥
तुका म्हणे तुझे हातीं उपकारा । उतरों हा पार भवसिंधु ॥
जो भक्ताचा विसावा । उभा पाचारीतो धावा ॥
हातीं प्रेमाचें भातुकें । मुखीं घालीं कवतुकें ॥
भवसिंधु सुखें । उतरी कामें लावूनी ॥
थोर भक्ताची आस । पाहे भोंवताली वास ॥
तुका म्हणे कृपादानी । फेडी आवडीची धणी ॥

## પ્રભો! તું ભક્તને તારું પદ આપે છે

તુકારામ ઈશ્વરને કહે છે: હે પ્રભો! તારા જેવો ઉદાર બીજો કોણ છે? તુ તારુ પદ ભક્તને આપી તેને ભગવાન બનાવે છે. ભક્તનું કુળ ઊંચુ છે કે નીચુ, તે ન જોતાં તેના નિર્મળ હૃદયમાં તું નિવાસ કરે છે 'જા' કહેવા છતાં ત્યાંથી દૂર જતો નથી. ચાર વેદોએ પણ તારા સત્ય

આપણો ધર્મ માનવાથી પ્રભુ કૃપા કરે છે અને સઘળી ગૂંચો ઉકેલાઈ જાય છે, સઘળા પ્રકારના લાભ થાય છે અને મન સદા સંતુષ્ટ રહે છે.

हरीच्या दासां सोपें वर्म । सर्व धर्म पाउलें ॥
सरती येणें आटाआटी । नाहीं तुटी लाभासी ॥
तुका म्हणे सदा मन । समाधान आमुचें ॥

એટલા માટે પ્રભુના ચરણો ઝાલી તેના જેવું, તેની યોગ્યતાનું દાન તેની પાસે માગવું એ જ ઉત્તમ છે. તે ધીર, ઉદાર, નિર્મળ તેમજ નિર્મત્સર છે, તેથી તેને સર્વેશ્વર એવું નામ અપાયું છે, તે જ ગુણો આપણને પણ પ્રાપ્ત થશે તો પછી તે માટે પ્રયત્ન શા માટે કરવો નહીં ? આપણને પ્રભુ મળશે, તેની પાછળ શા માટે ન દોડવું ? તેની દયા મળવાની હોંસ મનમાં ધારણ કરી; એટલે તે માટે કષ્ટ ઉઠાવવાનું બળ પણ આવે છે, ઈશ્વરની એક ખાંડી કૃપામાં આપણો નવટાંક શ્રમ મેળવીને પોતાની જાતને અને પ્રભુને એકરૂપ કરીશું.

हेंचि याच्या ऐसें मागावें दान । वदूनी चरण नारायणा ॥
धीर उदार निर्मळ निर्मत्सर । येणें सर्वेश्वर ऐसें नाम ॥
जोडे तयाचें कां न करावें सायास । जाला तरी आळस दीनपणें ॥
पावरया माग का न धालावी धाव । धरित्या तरी हाव यळ येतें ॥
तुका म्हणे घालूं खंडीमध्यें टांक । देवाचें हें एक करुनी घेऊं ॥

નિર્ભયતા, સુખ, સ્થિરપણું, વિશ્રામ પ્રભુ પાસેથી મળે છે, પ્રપંચનો બોજો તે ઉતારે છે; જીવને કલિકાળના હાથમાંથી છોડાવીને તે જ કૈવલ્યપદ–બ્રહ્મપદ આપે છે; તો પછી માયા–પ્રપંચ માટે કે પરમાર્થ માટે બીજાઓની આશા શા માટે રાખવી અને આપણો પ્રેમ તેમનામાં શા માટે વહેંચી દેવો ?

સર્વભાવથી ઈશ્વરની ભક્તિ કરવી, તેના પર પ્રેમ કરવો, તેને જ શરણે જવું. બીજા કોઈનો આશરો કામે લાગનાર નથી. તેમનુ સામર્થ્ય અને સાચાપણુય કેટલું ? વિશ્વંભરની ઓળખ થઈ ન હોય ત્યાં સુધી જ આ તુચ્છ સગાંવહાલાં મહત્ત્વનાં લાગે છે; દુનિયાદારીમાં તેમનો આધાર જણાયાથી માણસ તેમનો આશરો લે છે. પણ ઈશ્વરનુ સામર્થ્ય અને ઐશ્વર્ય, તેનું ઔદાર્ય અને દયાળુપણું તેમ જ માના કરતાં પણ તેનો વધારે પ્રેમ અને વાત્સલ્ય પોતાને વિષે જણાઈ આવ્યા પછી તુકારામે બીજાંઓનો આશરો છોડ્યો અને પ્રભુભક્તિમાં જ લાગ્યા. એકભાવથી તેના ચરણોનું શરણ ગ્રહણ કર્યું એમા તે વળી આશ્ચર્ય કયુ ? એવા ક્રમથી ભાવ અનન્ય અને એકાગ્ર થાય છે. તુકારામ કહે છે : હવે હુ બીજાઓનો વિચાર કરવાનો નથી. મેં નિશ્ચય કર્યો છે કે, હુ તારું નામસંકીર્તન કરીશ, તારા ચરણો એ જ મારું સર્વસ્વ. તારે આગળે દંડવત્ પ્રણામ કરીશ. આંખો ભરીને તારા સ્વરૂપનુ દર્શન કરીશ. મનમા કોઈ પણ પ્રકારની શંકા ન આણતા નિર્લજ્જ બનીને તારે રંગે નાચીશ. 'હું તારો દાસ બન્યો છુ;' એ એક જ સંકલ્પ મારા મનમાં છે. એ માટે તારી કૃપાની પ્રાપ્તિ થતાં સુધી ધીર ધરવી પડશે. અત્યંત કાળજીથી હુ તેવી ધીરજ ધરીશ. લાભમાં ખોટ નહીં પડવા દઉં.

### પ્રભુના ચરણોમાં શાંતિ

आतां सर्वभावें हा माझा निर्धार । न करीं विचार आणिकासी ॥
सर्वभावें नाम गाईन आवडी । सर्व माझी जोडी पाय तुझे ॥
लोटांगण तुझ्या घालीन अंगणीं । पाहीन मरोनी डोळे मुख ॥
निर्लज्ज होऊन नाचेन रंगणीं । येउ नेदी मनीं शंका काहीं ॥
अंकित अंकिला दास तुझा देवा । संकल्प हा जीवा तुका म्हणे ॥

ધીરજ ધરવામા શી અડચણ કે હરકત છે પ્રભો! તમે જગતના જીવન છો એ હુ બોલીને શા માટે દેખાડુ? અને આમ જ છે તેથી દેહની ચિંતાય મારે શા માટે કરવી? હું વિરક્ત બની તમારુ ચિંતન કરીશ. મને કશાની જ આશા નથી. દેહ તુચ્છ છે, તમારા ચરણોમા લીન થવાની જ એક માત્ર આશા છે તેથી ધીરજ ધરવાનુ મારે માટે જરા પણ કઠણ નથી જીવભાવથી મારી જાતને તારા ચરણોમા જોયા પછી કોની બીક રહેવાની છે? અમે કૌતુકપણે જે કાંઈ કરીએ તે સારું જ દેખાઈને શોભવાનું છે. અમે અમારો દેહ પ્રભુમય બનાવી દઈ આનંદથી કાલક્ષેપ કરીશું.

बोलूनीया काय दाऊ । तुम्ही जीवू जगाचे ॥
हेंचि आता माझी सेवा । चिंतन, देवा, करितो ॥
विरक्तासी देह तुच्छ । नाहीं आस कशाची ॥
तुका म्हणे पायापाशीं । राईन ऐसी वासना ॥
भयाची ता'आम्हा चित्तीं । राहो सती शके ना ॥
समर्पिली जीवें भावें । कशा भ्यावें कारणें ॥
करीन तें कवतुकें । अवघें निकें शोभेल ॥
तुका म्हणे माप मरू । दिस सारू कवतुकें ॥

અમારા હિતનો ઉપાય જાણી દેવ અમારે માટે જરૂરી જણાય તે બધુ કરે છે, એટલા માટે દેહભાવને દેવના ચરણોમા અર્પણ કરી દઈ શાંત થઈ રહ્યો છુ. સાભળેલી વાતોના સુખદુ:ખને હું માનતો નથી. વિઠ્ઠલ પર ભાર નાખી દઈ હુ નિ:સંગ (આસક્તિરહિત), શાંત અને એકલો થયો છું. જે વિઠ્ઠલનો હુ સેવક થયો છુ તે મારું હિત જાણે છે. આ રીતે દેવને શરણે જવાથી 'હુપણા'માથી હુ મુક્ત થયો છુ. મારે

પોતાને માટે હું કાંઈ જ ખટપટ કરતો નથી, પ્રભુ જે કાંઈ આપશે તેની રાહ જોતો બેઠો છું. ઉચિત શું છે, આપણું પ્રારબ્ધ કેવું છે, એનો વિચાર કરવો પડતો નથી. પ્રભુને ગમશે તેવી સેવા હવે હું કરીશ.

देहभाव आम्ही राहिलों ठेवोनी । निवांत चरणीं विठोबाच्या ॥
आमुच्या हिताचा जाणुनी उपाव । तोचि पुढें देव करीतसे ॥
म्हणउनी नाहीं सुखदु:ख मनीं । अैकिलीया कानीं वचनाचें ॥
झालों मी नि:संग निवांत एकला । भार त्या विठ्ठला घालूनीयां ॥
तुका म्हणे झालों ज्यांचा अंकित । तोचि माझें हित सर्व जाणे ॥'

शरणागत झालों । तेणें मीपणा मुकलों ॥
आतां दिल्याचीच वाट । पाहों नाहीं खटपट ॥
नलगे उचित । कांही पहावें संचित ॥
तुका म्हणे सेवा । माने तैसी करूं देवा ॥

'देहाचें जे थोरपण । ते देहबुद्धीचें लक्षण'–દેહની જે મહત્તા તે દેહબુદ્ધિનું લક્ષણ–એવી સમર્થ રામદાસે દેહબુદ્ધિની વ્યાખ્યા કરેલી છે. ઈશ્વરની મહત્તા જણાતાં, તેના વિષેનું સ્પષ્ટ જ્ઞાન થતાં તુકારામની દેહબુદ્ધિ લુપ્ત થઈ ગઈ, તેમના હુંપણાનો અને 'હું મોટો' એ કલ્પનાનો નાશ થયો. ધ્યેયના તેજસ્વી વૈભવથી જેનું હુંપણું મટતું નથી તે ધ્યેય-પ્રેમી જ નથી. ઈશ્વરપ્રાપ્તિના ધ્યેય કરતાં તો કેટલાય ગણા નાનાં એવાં કુળ, જાતિ, દેશ, સ્વામીભક્તિ વગેરે ધ્યેયો માટે પોતાના દેહની જ નહીં, પણ પોતાનાં બાલબચ્ચાં અને સર્વસ્વની આહુતિ આપ્યાના હજારો દાખલાઓ છે. ધ્યેયે મનને પૂર્ણ રીતે ખેંચી રાખવો જોઈએ, પછી ત્યાગનું પાર વગરનું સામર્થ્ય માણસમા પેદા થઈ શકે છે. ઈશ્વરના ગુણ, ઐશ્વર્ય અને કીર્તિને લીધે તેમનામા અનન્ય ભાવ જાગ્યા

પછી તુકારામે પોતાનો દેહભાવ ઈશ્વરને અર્પણ કર્યો અને 'तैसा स्वरूपाचिया प्रसरा-। लागीं प्राणेन्द्रियशरीरां आटणीं करणें जे वीरा। तेचि तप ॥' તે સ્વરૂપનો પ્રસાર થવા માટે પ્રાણ, ઇંદ્રિયો અને શરીરને સંકુચિત કરવાની ક્રિયા એ જ તપ છે—એ જ્ઞાનેશ્વરના વચન પ્રમાણે ઈશ્વરભક્તિની વૃદ્ધિ માટે પોતાનાં દેહ અને બુદ્ધિને સંકુચિત કર્યાં. તેઓ કહે છે: પ્રભો! દેહ તારા ચરણોમાં અર્પણ કર્યો છે હવે તેનું તને ગમે તે કર. હું મંદબુદ્ધિ છું, અપરાધી છું. આત્મસમર્પણ વિના, ભક્તિનાં બીજાં લક્ષણો મને સમજાતાં નથી. તને જીવભાવ સમર્પ્યો ત્યારે જ હું નિઃશેષ થયો. હવે આ દેહમાં તારી સત્તા સર્વ કાંઈ કરે છે. હું મૂઓ, ત્યારે મારામાં તારો નિવાસ થયો. હવે 'હું–મારું' એ વાત જ મારા અંતઃકરણમા રહી નથી.

એકવિધ ભાવ ભંગ થવા નહિ દઉં

देह तुझ्यापायीं । ठेवुनि झालों उतराई ॥
आतां माझ्या जीवा । करणें तें करी देवा ॥
बहुत अपराधी । मतिमंद हीनबुद्धि ॥
तुका म्हणे नेणें । भाव-भक्तीचीं लक्षणें ॥
दिला जीवभाव । तेव्हां खाडिला म्यां ठाव ॥
आतां वर्ते तुझी सत्ता । येथें सकळ अनंता ॥
मावळिया मरणें । तुम्ही वसविलें ठाणें ॥
तुका म्हणे कांहीं । 'मी हें माझें' येथें नाहीं ॥

જન્મીને મરવું, પણ પરમાર્થ કરવો; એ જ મને તો સારું લાગે છે; એના પર મને ઘણો પ્રેમ છે; 'બસ થયું' એવું તો લાગતું જ નથી, અમૃતની ખાણરૂપ ભક્તિનું ગમે તેટલું સેવન કર્યાં છતાં તૃપ્તિ થતી નથી. રસાયનનું સેવન

કરાય તેમ વિઠ્ઠલનું સેવન કરાતાં તે સુપાચ્ય છે અને જીભને રુચિ ઉત્પન્ન કરનારું છે. એ ભક્તિનો આશરો છોડી હું ફર શા માટે જાઉં ? મારી ભક્તિ ભોળી છે પણ ભાવ બળવત્તર છે તેમ જ એકવિધ છે. હું ક્યારેય તેનું પારખું થવાનો નથી. પ્રભો ! હવે તમારા ચરણો સરખી રીતે ભેગા કરી અમારી આગળ સ્વસ્થ ઊભા રહો !'

उपजोनी मरें । परि हेंचि वाटें बरें ॥
नाहीं आवडीसी पार । न म्हणावें झालें फार ॥
अमृताची खाणी । उघडली, नव्हे धणी ॥
तुका म्हणे पचे । विठ्ठल हे सुखा रुचे ॥
माझी भक्ति भोळी । एकविध भाव बळी ॥
मी कां पडेन निराळा । ऐसा सोडूनी सोहळा ॥
आतां अनारिसा । येथें न व्हावें सहसा ॥
तुका म्हणे जोडुनी पाय । पुढें उगा उभा राहे ॥

તુકારામે ઈશ્વરને ચોખ્ખે ચોખ્ખું કહ્યું : અમે કેવા એકવિધ ભાવના થયા તે જુઓ. વાસના અંતઃકરણમાં દાખલ ન થવા પામે એટલા માટે અમે ચોકી કરીએ છીએ, તમારા વિના મારા જીવને બીજું કાંઈ જ ન ગમે એવી મેં પ્રતિજ્ઞા લીધી છે. તારા વિષેનું ઊંડું જ્ઞાન જોકે અમને નથી તો-પણ આ વ્રતનો ભંગ થવા દઈશ નહીં. પ્રેમથી વારંવાર તને વંદન કરું છું. તારું નામ એ જ અમારું જીવન છે, બીજી વાતની અમને ખબર નથી. મારી ભક્તિ લૌકિક વ્યવહાર માટે નથી. હું તારો અનન્ય દાસ છું. જે બહાર તે જ અંદર, એવો સ્વામી-સેવા વિષેનો અમારો એકવિધ ભાવ છે. એ જ શક્તિના બળે અમે તારા ચરણોનો આગ્રહ સેવીએ

છીએ. બીજું કાંઈ પણ અમને સમજાતું નથી. તમે કહેલું કામ હું કરું છું. તે ધર્મ છે કે અધર્મ, તે તમે જાણો.

आम्ही पद्म कैसी एकतत्त्वी ज्ञाते । सावर्णे लागतो वामनेसी ॥
तुम्हावीण काहीं नावडावें जीवा । केला तोनि देवा दृढ पण ॥
वर्म नेणों परी मत भंगों नेदू । वदिलेंचि वदू आवडीनें ॥
तुका म्हणे केलें नामाचें जीवन । वारताही भिन नर्गा आनां ॥
लौकिकापुरती नव्हे माझी सेवा । अनन्य, केशवा, दास तुझा ॥
म्हणऊनी करी पाया सारें आळी । आणीक चैगळी नेणें परी ॥
एकविध आम्ही स्वामी सेवेसाटीं । वरी तोंवि पोटीं एक भा ॥
तुका म्हणे करी सागितलें काम । तुम्हा धर्माधर्म टारे देवा ॥

સિદ્ધિનો દાસ બનીને કે વેદોને આધીન થઈને હું ભ્રામક સાધનોની પાછળ દોડનાર નથી. તારો દાસ થઈને રહીશ. તેથી સઘળાં સુખો મારા અંતઃકરણમાં આવીને રહેલાં છે. તેમનો નાશ નથી. પાંડુરંગ સિવાય અન્ય કાંઈ પણ, પાપ કે પુણ્ય, આંખોથી જોવાનો નથી; ભક્તિપ્રેમરસનો ત્યાગ કરી, બીજાં સાધનોની આશા રાખી તેમને માટે શ્રમ કરવાનો નથી, તારું નામ હૈયામાં હોતાં ગર્ભવાસનો ભય નથી; તારો દાસ થઈને હું કૃતાન્ત કાળથી પણ બીનાર નથી.

सिद्धीचा दास, नव्हे श्रुतिचा अंकिला । होईन विठ्ठला दासतुझा ॥
सर्व काळ सुख माझीय मानसीं । राहिलें तयासी नाश नाहीं ॥
नेणें पुण्यपाप न पाहें लोचनीं । आणीक वाचूनी पाडुरंग ॥
न करी मी आम साधनीं सायास । भक्तिप्रेमरस वाचूनीया ॥
गर्भवासी धाक नाहीं येता जाता । हृदयीं अमता नाम तुझें ॥
तुका म्हणे तुझा होइन अंकिला । न भे मी विठ्ठला कळिकाळासी ॥

અનેક જન્મો વીતી ગયા પછી તારી ભક્તિ કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. હવે તે માટે જીવનનું બલિદાન

આપીશ. સંસારની હોળી કરીશ. એકવાર નરજન્મ વીતી ગયા પછી આ લાભ મળવાનો નથી, એવી ચિંતા મને થયા કરે છે. એટલા માટે તડાતડી કરીને પ્રભુના ચરણો દઢતાથી ઝાલી રાખુ. પ્રભો! મારું મન કસી જુઓ. મારું મન તારામાંથી ડગવાનું નથી. હું કૃપણ છું કે ઉદાર છું તેની કસોટી તો કરી જો! મારું શરીર કાપી આપીશ. ગમે તેવું પારખું લે; હું તારા ચરણો છોડનાર નથી, કારણ છેવટે તારા વિના મારી ગતિ નથી.

## પ્રભુના ચરણ ઝાલી રાખીશ

बहु जन्म केला लाग । तों हा भाग लाधलो ॥
जीव देईन हा वळी । करीन होळी ससारा ॥
गेलें मग नयें हातां । पुढती चिंता वाटतसे ॥
तुका म्हणे तातड करू । पाय धरू वळकट ॥
माझें मन पाहे कसून । चित्त न टळें तुजपासून ॥
कापूनि देईन शिर । पहा कृपण कीं उदार ॥
मजवरी घाली पण । परि मी न सोडी चरण ॥
तुका म्हणे अतीं । तुजवाचुनी नाहीं गति ॥

તુકારામે જીવનનું બલિદાન આપીને, અનન્યભાવે દેવના ચરણોમાં રહેવાનો નિશ્ચય કર્યો. તેમાય સફળતા મળવાનુ તો ઈશ્વરની કૃપા પર જ અવલંબે છે તેની કૃપા વિના મનુષ્યપ્રયત્ન નિષ્ફળ નીવડે છે. ઈશ્વરના ચરણોમા નિવાસ કરવાનો નિશ્ચય કર્યો છતાય અંતઃકરણના ઊંડાણમા લપાઈને બેઠેલી વાસનાઓ એકાએક ઉત્તેજિત થઈને બહાર પડે છે અને સાધકના નિશ્ચયના બંધને તોડી નાખે છે; એટલા માટે 'મારો આ નિશ્ચય તારી કૃપાથી પાર પડે' તુકારામે એવી અનેક પ્રકારની પ્રાર્થના ઈશ્વરને કરેલી છે.

તેઓ કહે છે, 'પ્રભો! તારી પાસે કેવળ તારા ચરણોની સેવા માગવાની છે; બીજુ કાંઈ નહીં. ઋદ્ધિ, સિદ્ધિ અને વળી મુક્તિ પણ જો તું આપવા માંડે તોય હું લેવાનો નથી. તારું નામ અને સત્સંગતિ હોય એટલે થયુ. હે નારાયણ! અન્ય સર્વ રસો પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઈ તારા ચરણોમા નિવાસ થાય એવું ધૈર્ય મને આપ. બીજી વાસનાઓનો નાશ થઈ તું મારા અંતઃકરણમા નિવાસ કરે એવી મારી તને વિનતિ છે, આ મારી છેલ્લી વાત તું માન્ય રાખ.'

तुज मागणें तें, देवा, । आम्हा तुझी चरणसेवा ॥
आन नेंघें देसी तरी । ऋद्धि सिद्धि मुक्ती चारी ॥
सतसगति सर्वकाळ । थोर प्रेमाचा सुकाळ ॥
तुका म्हणे नाम । तणें पुरें माझें काम ॥
राहणें तें पायापाशीं । आणिका रसीं विटोनी ॥
ऐसा धीर देईं मना । नारायणा, विनवितों ॥
अतरीं तो तुझा वास । आणिकां वाश कारणा ॥
तुका म्हणे शेवटींचें । वाटे साचें राखावें ॥

જેના પર પ્રેમ હોય તેનું ચિંતન કરવામા આનંદ લાગે છે, અને તે આનંદને લીધે લાબા કાળ સુધી ચિંતન થયા કરે છે. બીજા કશાનીય સ્મૃતિ પણ થતી નથી. પ્રભુ પ્રત્યે એવો પ્રેમ હોવો એ તેનું દેવુ છે તેની જ કૃપાથી એવો પ્રેમ ઉત્પન્ન થાય છે, 'प्रेम देवाचें हें देणें' તુકારામે એવા ઉત્કટ પ્રેમની પ્રભુ પાસે માગણી કરેલી છે, 'પ્રભો! તમારો એક ભિખારી, યાચક એવો હું તમારે બારણે ઊભો છુ, તમારા પ્રેમની ભીખ મને અહાર મોકલી આપો, દાતાએ યાચકને ધક્કા ખવડાવવા નહીં; સેવા ન લેતા દાન આપવું જેનાથી મારુ ચિત્ત તારા ચરણોમા અખંડપણે રહે એવું પ્રેમસુખ મને આપ હું દુનિયામા નકામો ગણાઉં એવો

મારો દેહભાવ કંગાળ બનાવી દે. જાહેરમાં કે એકાંતમાં મારું ચિત્ત તારું નામ ધારણ કરી રહે તેમ કર. તારા ચરણોમાં જડાઈને હું ઉતાર થયો છું.

ठाकलोसें द्वारीं । उभा याचक भिकारी ॥
मज भीक काहीं देवा । प्रेम वाहेरी पाठवा ॥
याचकावा भार । घेउ नये येरझार ॥
तुका म्हणे दान । सेवा घेतल्यावाचून ॥

जेणें माझें चित्त राहे तुझे, पायीं । अखंड तें देई प्रेमसुख ॥
देहभाव राखा दीन करुनीया । जनावारीं वाया जाया ऐसा ॥
द्रव्यदारा नको मानाची आवडी । कोणे विषीं गोडी प्रपचाची ॥
तुझें नाम माझें धरोनीया चित्त । एकात लोकात सदा राहो ॥
तुका म्हणे तुझ्या जडोनीया पायीं । झालों उतराई पाडुरगा ॥

વગડામાં ચરતી ગાયનુ મન જેવી રીતે ઘેર રહેલા તેના વાછરડામા લાગેલુ હોય છે તેવી જ રીતે તારા ચરણોમાં મારા મનને પ્રેમપૂર્વક લીન થવા દે. પાણીમાંથી બહાર કાઢ્યા પછી માછલુ જેવી રીતે તડફડે છે તેવો જ તડફડાટ તારા વિયોગે મને થવા દે. દેહને પ્રાણ પર જેવી પ્રીતિ હોય છે તેવી તારે વિષે મને થાય.

धेनु चरे वनातरी । चित्त बाळकापें घरीं ।
तैसे करी वो माझे आई । ठाव देउनि राखे पायीं ॥
काढिता तळमळी । जीवनावेगळी मासोळी ॥
तुका म्हणे कुडी । जीव प्राणाची आवडी ॥

## પ્રભુપ્રેમથી કંઠ ગદ્‌ગદિત થાય

પ્રેમનું પૂર આવતા સ્વેદ, રોમાચ, અશ્રુ, કંપ અને ગદ્‌ગદ વાણી થવી વગેરે અષ્ટ સાત્ત્વિક ભાવ ઉત્પન્ન થાય છે. પૂર જો કે થોડા જ વખત ટકે છે પણ તેને લીધે નદીનું પાણી કેટલાક પ્રમાણમા કાયમનું વધે છે. તેવી જ

રીતે વચ્ચે વચ્ચે પ્રેમનું પૂર આવે એટલે તેમાં પણુ કાયમનો વધારો થતો રહે છે. પૂર ચઢતી વખતનો અકથ્ય આનંદ પણુ ભોગવવા મળે છે. પોતાના પ્રેમનું પૂર આવીને અષ્ટ સાત્ત્વિક ભાવોનો અનુભવ પોતાને થવા માટે તુકારામે પ્રભુને કાકલૂદી કરી છે: 'મારો કંઠ ગદ્‌ગદિત થઈને મારું હૈયું ફાટવા દે. તારા ચિંતનનો હું પુકાર કરીશ. આંખોમાંથી પાણી વહે, શરીરે રોમાંચ થાય એવી તારી કૃપાનું દાન મને મળવાની મારા મનની ઇચ્છા છે. ગળું ભરાઈ આવી આનંદાશ્રુનું ઝરણું મંડાઈ તેના પર તારા ગુણોની વૃષ્ટિ થવા દે. તે સુખ મળવાથી પાપપુણ્યમાંથી મુક્ત થઈ હું આનંદ ભોગવીશ. તારા મોહથી બીજી બધી વાતો વિસારે પડવા દે; પછી હું તારા ગુણોનું મધુર કંઠે ગાયન કરીશ. અહીંયાં તો પ્રેમ જોઈએ છે. તારા પ્રેમ વિનાનો અન્ય કોઈ પણુ રસ મધુર નથી.'

सद्‌गदित कंठ दाटो । येणें फुटों हृदय ॥
चिंतनाचा एक लाहो । तुमच्या अहो विठ्ठला ॥
नेत्रीं जळ वाहों सदा । आनंदाचे रोमांच ॥
तुका म्हणे कृपादान । इच्छी मन हे जोडी ॥

दाटों कंठ लागों डोळीया पाझर । गुणाची अपार वृष्टी वरी ॥
तेणें सुखें छंदें घेईन सोहळा । होऊनी निराळा पापपुण्या ॥
तुझ्या मोहें पडों मागील विसर । आलापें सुस्वर करीन कंठ ॥
तुका म्हणे येथें पाहिजे सौरस । तुम्हांवीण रस गोड नव्हे ॥

ભાવનો ભૂખ્યો પ્રભુ તુકારામના હૃદયમાં જ હતો. તેણે તેમનો ખરો ભાવ પારખી તેમના પર કૃપા કરી. તેમણે માગેલુ અનન્યપણાનું દાન તેમને આપ્યુ: પ્રભો! તમારી કૃપાથી મારા જીવને સુખ થયુ છે, તારું રૂપ મારા મનમાં

વસ્યું છે, તેનું વારંવાર હું સ્મરણ કરીશ. એ પ્રેમરસથી વાણી મધુર થઈ; મન શાંત થયું; તેને પ્રપંચની–દુનિયાદારીની–સૂગ આવી. હવે વિઠ્ઠલ વિના મને બીજું કાંઈ જ સાંભરતું નથી. અમારા સઘળા ભાવો વિઠ્ઠલમાં જ કેન્દ્રિત થયેલા હોવાથી અમે વિષ્ણુદાસ–ભક્તો આનંદથી સર્વથા ભરાઈ ગયા છીએ; કોઈ પણ પ્રકારની ચિંતા નથી; કશાની આશા નથી. અમારો ભાવ દેવને સમર્પણ કર્યો ત્યારનો જ અમારો પ્રભુમાં નિવાસ થયેલો છે. ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન ધરવા સિવાય ઈતર ગુણદોષોની અમને માહિતી નથી. બીજું કાંઈ જ અમે જાણતા નથી.

सुराची वसती झाली माझे जीवीं । तुमच्या गोसावी कृपादानें ॥
रूप वेळोवेळां आठवी अंतरीं । वैसोनी जिव्हारीं राहिलें तें ॥
विसावलें मन विटलें प्रपंचा । गोडावली वाचा येणें रसें ॥
तुका म्हणे काहीं नाठवेसें झालें । दुसरें, विठ्ठले, मज आता ॥
तरी सदा निर्भर दास । चिंता आस विरहित ॥
अवघाचि एकीं ठाव । सवे भाव विठ्ठलीं ॥
निरविलें तेव्हा त्यास । झाला वास सामाजीं ॥
तुका म्हणे रूप ध्यावें । नाहीं ठावें गुणदोष ॥

## મારી સર્વશક્તિથી ઈશ્વરને શોભાવું

પ્રેમસૂત્રની દોરી વડે હું હરિ સાથે બધાયેલો છું. તે લઈ જાય છે ત્યાં હું જાઉં છું. મન, કાયા વાણી–બધું તેને આપ્યું છે. કરુણાપૂર્ણ મારી કાકલૂદી કરવાની સઘળી સત્તા તેના હાથમાં છે. તેની ઇચ્છા પ્રમાણે તે રાખશે તેમ હું રહીશ. જીવભાવ દેવને સમર્પણ કરીને જન્મમરણના મૂળનો જ નાશ કર્યો છે. હવે મારી સર્વ શક્તિઓથી હું પ્રભુને શોભાવીશ. દેહ તો દેવનું દેવું હતું તે તેને અર્પીને

પાપમાંથી મુક્ત થયો. હવે એક વિઠ્ઠલ રહ્યો છે, તેનું જ હું ભોજન કરું છું. તેની યશોગાથા ગાઉં છું અને નાચું છું.

प्रेमसूत्र दोरी । नेतो तिकडे जातो हरी ॥
मनें सहित वाचा काया । अवघें दिलें पढरीराया ॥
सत्ता सकळ तया हातीं । माझी कींव काकुळती ॥
तुका म्हणे ठेवी तेसें । आम्ही राहों त्याचें इच्छें ॥

ज्या ज्या आम्हापासीं होतील या शक्ती । तेणें हा श्रीपति अलंकारू ॥
अवघा पायापाशीं दिला जीवभाव । जन्ममरण ठाव पुसीयेला ॥
ज्याचें देणें त्यासी घातला संकल्प । वचनाचें पाप चुकवीलें ॥
तुका म्हणे येथें उरला विठ्ठल । खायें बोलें बोल गाय नाचे ॥

પરંતુ એ બધું પોતે કર્યાનું તુકારામને અભિમાન નથી. અત્યંત ભક્તિભાવથી, વિનયથી અને કૃતજ્ઞતાથી તેઓ કહે છે: ‘અમો અંધ અને અજ્ઞાની જીવોને તમારા ચરણોનો આધાર છે. પરમાર્થમાં અમને તું જ લગાડે છે. મારા ચિત્તમાં રહેતા તારા ચરણોએ મને એ રહસ્ય જણાવ્યું છે. મન અને ઇંદ્રિયોની સ્થિરતાનું કારણ મારું બળ નથી. શરીરમાં સત્ત્વાદિ ત્રણે ગુણો નાશ પામ્યા; પાપપુણ્ય, ભેદભાવ અને અજ્ઞાન નો લોપ થયો; એ બધો 'તારો પ્રતાપ છે; એ વાત હું તારો શરણાગત હોવાથી જાણું છું.’

तुझे पाय माझे राहियेले चित्तीं । ते मज दावीती वर्म देवा ॥
आम्हां अंधा तुझ्या पायाचा आधार । जाणसी विचार चालवीता ॥
मन स्थिर ठेलें इन्द्रियें निश्चळ । हें तों माझें बळ नाहीं देवा ॥
पापपुण्य, भेद नासीलें तिमिर । त्रिगुणें शरीर साडियेलें ॥
तुका म्हणे तुझा प्रताप हा खरा । मी जाणे दातारा शरणागत ॥

## ૭ : સાધકાવસ્થા : આશા–નિરાશા

'आतां हे शेवटीं असो पायावरी । वदती वैखरी वाक्-पुष्पें ॥
नुपेक्षावें दीनां आम्हां पांडुरंगा ।'कृपादानी जगामाजीं तुम्हीं' ॥
'झालें तें ते घडीं निरोपीलें' ॥

'હવે છેવટે મારાં આ વાણીરૂપ પુષ્પોને તમારા ચરણોમાં સ્થાન આપો. જગતમાં તમે કૃપાનુ દાન કરનારા છો, તો અમ ગરીબોની ઉપેક્ષા કરશો નહીં.'

ભક્તિનાં મુખ્ય સાધનો નામ, તથા તેનાં ઉપાંગો સત્સંગ, વૈરાગ્ય અને ચિત્તશુદ્ધિ; એમનો સ્વતંત્રપણે વિચાર ત્રીજા, ચોથા અને પાંચમા પ્રકરણમાં થયો. તેવી જ રીતે ઈશ્વર પરના ભાવના વિકાસનો વિચાર છઠ્ઠા પ્રકરણમાં થયો. પરંતુ જીવનની નદીમાં એ ચારે વિચારપ્રવાહો એકરૂપ થઈને વહે છે, ભિન્ન ભિન્ન કે સ્વતંત્રપણે વહેતા નથી. તેમનો સ્વતંત્ર વિચાર, વિવેચનની સગવડતા ખાતર કરવો પડે છે. એકાદ કોઈ વસ્ત્રમાં જુદા જુદા રંગના ઊભા અને આડા દોરાઓ એકઠા રહેલા હોય છે; પરંતુ કાપડના વણાટનો વિચાર કરતી વખતે જુદા જુદા દોરાઓનો સ્વતત્ર વિચાર કરવો પડે છે. પૃથક્કરણની આ પદ્ધતિનો શાસ્ત્રીય વિવેચનમાં હંમેશા ઉપયોગ કરવો પડતો હોવાથી પાછલાં ચાર પ્રકરણમાં તેનો તેવી જ રીતે ઉપયોગ કર્યો છે. પરંતુ તેમાં તુકારામની સાધકદશાનું સંકલિત ચિત્ર મળનાર નથી. પૃથક્કરણ કરતી વખતે વાસ્તવિક જીવન નજરે પડતું નથી. એટલા માટે આ પ્રકરણમા તુકારામના સાધક જીવનનું દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. સાધન કરતી વખતે અંતઃકરણ પર અનેક, જુદા જુદા, પરસ્પર વિરોધી ભાવનાના તરંગો ઊઠે છે. એ

વાત બધા સાધકો સારી પેઠે જાણે છે. ક્યારેક આશા તો ક્યારેક નિરાશા, આનંદ, ઉદ્વેગ, ઉત્સાહ, વિષાદ, શ્રદ્ધા, સંશય, આત્મવિશ્વાસ; અને ક્યારેક વળી દુર્બળતા; એવા અનેક પ્રકારના તરંગો હૃદયરૂપી નદીમાં ઊઠે છે અને સાધક તેમાં અટવાઈ જાય છે. પણ પ્રભુ દયાળુ, ભક્તવત્સલ અને પતિતપાવન હોવાથી તેણે અનેક પાપીઓનો ઉદ્ધાર કર્યો છે; અનેક ભક્તોને ભવનદીની પાર ઉતાર્યા છે. તેનું નામ પવિત્ર છે. નામસ્મરણ કરનાર ક્યારેય નિષ્ફળતા પામતા નથી એવી શ્રદ્ધાને લીધે સાધક પોતાના માર્ગથી વિચલિત થતો નથી. કલ્પનાના તરંગોથી મન ક્યારેક અકળાઈ જાય તો પણ થોડા જ વખતમાં તે તરંગો લુપ્ત થતાં મન સ્થિર અને શાંત થઈને સાધનમાં લાગે છે. ક્યારેક મનને ચલિત કરનારી કલ્પનાઓ અને વળી તેનીય વિરોધી કલ્પનાઓ મનમાં ઉત્પન્ન થઈને લય પામે છે. 'निर्विकल्पासी कल्पाचें कल्पना मोडे स्वभावें'—અથવા 'सत्त्वेनान्यतमौ हन्यात् सत्त्वं सत्त्वेन चैव हि।' એ નિયમ પ્રમાણે સાત્ત્વિક કલ્પનાથી રાજસ અને તામસ કલ્પનાઓનો નાશ કરવો પડે છે. સાધકના જીવનમાંની આ બધી ભાવના તુકારામે અનુભવી હતી. ઉપર કહ્યા પ્રમાણે સાત્ત્વિક ભાવનાઓથી પરમાર્થની આડે આવનારી ભાવનાઓનો નાશ કરી પોતાનો ભાવ અવિચલ રાખીને પરાભક્તિનો લાભ તેમણે મેળવી લીધો. આ બધી વાતો અભંગો દ્વારા તેમણે નિવેદન કરી છે. સાધકો તેમનો સારી પેઠે ઉપયોગ કરી શકશે. હૈયું ખુલ્લું કરી તુકારામે પરમેશ્વરને એ બધી વાતો કહી છે. કાંઈ પણ છુપાવ્યું નથી. પોતાના ગુણદોષોનું એવું સાચું વર્ણન ક્યારેક જ જોવા મળે. આગળ 'નિરાશાનું ઘોર અંધારું'

એ પ્રકરણમાં પણ તેમણે પોતાનું હૈયું પ્રભુ આગળ ખુલ્લું કર્યું છે. આ પ્રકરણમાં 'આશા' મુખ્ય છે. આગળના પ્રકરણમાં વધતી 'નિરાશા' છે. આ પ્રકરણમાં પોતાના દોષો અને નબળાઈની જાણ; પરમાર્થ પથ પર આવનારાં વિઘ્નોનો ભય; અને વળી ક્યારેક ઈશ્વરનાં બિરુદો વિષે સંશય પણ નજરે પડે છે. આશા લુપ્ત થયેલી દેખાતી નથી. આશાનો પ્રવાહ એકસરખો વહે છે. આગલા પ્રકરણમા આશાનો લોપ થતાં થતાં તેને ખગ્રાસ ગ્રહણ લાગ્યુ હોય તેમ જણાય છે. એટલા માટે એ બે સ્થિતિનુ, બે સ્વતંત્ર પ્રકરણોમાં વર્ણન કરવાનું ઇષ્ટ જણાયું છે. એટલે આ પ્રકરણમાંની સંશય, ભીતિ, નિરાશા વગેરે પ્રતિકૂળ ભાવનાઓની વૃદ્ધિ અને પરિણતિ આગલી, નિરાશા—અવસ્થામાં થયેલી છે. એ સ્પષ્ટ જ છે; અને એ દૃષ્ટિએ એ બન્ને પ્રકરણો તુકારામની સાધકાવસ્થાના ચિત્રનુ નિરૂપણ કરે છે એમ કહેવામાં હરકત નથી. આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી મુખ્ય વિષયની હવે શરૂઆત કરીએ. તુકારામે દેવને ઉદ્દેશીને કરેલા આત્મગત ભાષણરૂપે આ વિષયની માંડણી કરી છે. તેઓ કહે છે:

'પ્રયત્ન કરવા છતાય ન બનવાનુ બન્યુ. 'કાગનુ બેસવું અને તાડનુ પડવું' એ ન્યાય પ્રમાણે મનુષ્યજન્મ થયો. આંધળાના પગને ધનથી ભરેલો ચરુ અથડાય તેમ બન્યુ; તમારા ભણી મન વળ્યુ. હવે અભયનું દાન આપીને મારા પુનર્જન્મને મટાડો. હુ પાપી છુ, પતિત છું. પણ તમારે શરણે આવેલો છું. તો હે પાંડુરંગ! મારી લાજ સાચવવાનું તમારે હાથ છે. મારા પાપનો નાશ કરી તુ મને મુક્ત કર.

पावलों हा देह काकतालीय न्यायें । न घडे उपायें घडों आलें ॥
आतां माझी खंडी देहदेहांतरें । अभय दातारें देऊनीया ॥
अंघळयाचे पायीं धनाची चरवी । अघटित तैंवी घडों आलें ॥
तुका म्हणे योग घडला बरवा । आतां कास देवा न सोडी मी ॥
पतित मी पापी शरण आलों तुज । राखी माझी लाज पाडुरंगा ॥
तुका म्हणे तुज शरण निजभावें । पाप निर्दाळावें पाडुरंगा ॥

## તારા ચરણોથી શાંતિ

હે દીનોના નાથ! દેહભોગથી હું પીડાયેલો છું. ખરું સુખ તારા ચરણોમાં છે તેથી મને ત્યાં સ્થાન મળવા માટે મારી અરજ છે. વળી તું ઉદાર પુરુષોનો રાજા છે, તો મારી વહારે ધા અને મારી ઇચ્છા પૂર્ણ કર. હું અધમ છું, તું સર્વોત્તમ છે; હું કાળથી ગ્રસાયેલો છું, તું સર્વશક્તિમાન છે; એ રીતે આપણા બેમાં પૂર્ણ વિરોધાભાસ છે; પણ મુજ શરણાગતનો કોઈ પણ રીતે અંગીકાર કરીને મારો ભાર તારે ઉપાડી લેવો જોઈએ. તે તારી મહત્તા છે. મારા સઘળા ઉપાયો ખૂટી ગયા છે. હવે કેવળ તારા ચરણોનો મને આધાર છે. અનેક ભક્તોનાં બંધનો તેં તોડ્યાં છે. હવે મારા પર ઉપકાર કર. તારા અંતરનું રહસ્ય મને કહે, તે હું મારા હૈયામાં જાળવી રાખીશ. તારા ચરણોનાં દર્શન કરીને હું તેમને મારા હૈયામાં ધારણ કરીશ તેથી મારા મનની સ્વસ્થતા જળવાશે. ઇંદ્રિયો શીતલ બનશે, અંતઃકરણ શાંત થશે.

लक्ष्मीवल्लभा । दीननाथा पद्मनाभा ॥
सुख वसे तुझे पायीं । मज ठेवी तेचि ठायीं ॥
माझी हे वासना । तूं तो उदारांचा राणा ॥
तुका म्हणे भोगें । पीडा केली धांव वेगें ॥
अवघ्या पातकांची मी एकरासी । अवघा तूं होसी सर्वोत्तम ॥
जैसा तैसा लागे करणें अंगीकार । माझा सर्वभार चालवीणें ॥

अवघेंचि मज गिळियेलें काळें । अवघींच बळें तुझे अंगीं ॥
तुका म्हणे आतां खुंटला उपाय । अवघेंचि पाय तुझे मज ॥
अनंता जीवांची तोडिलीं बंधनें । मजही कारणें येणें कृपा कीजे ॥
अंतरीचें कळों देईं गुह्य गुज । अंतरीं तें बीज राखीईन ॥
समदृष्टि तुझी पाहेन पाउलें । धरीन संचलें हृदयांत ॥
तेणें या चित्ताची राहेल तळमळ । होतील शीतळ सर्व गात्रें ॥
तुका म्हणे शांति करील प्रवेश । मग नव्हे नाश अखंड तो ॥

પ્રભુ કરે તો શું ન થાય? ભક્તના દારિદ્રયની લાજ પ્રભુને લાગે કેવળ નામસ્મરણથી તે ગર્ભવાસ મટાડે છે. કેટલાય પાપીઓનો તેણે ઉદ્ધાર કર્યો છે. મને તેણે પોતાની સમીપમાં લીધો નથી, એમાં ભૂલ મારી છે. પ્રભુ કદારેય બૂરું કરતો નથી; પણ પ્રભો! તારા ચરણોમાં ચિત્ત નથી; તારે વિષે નિત્ય નવો પ્રેમ નથી એવા મને શા માટે જન્મારામાં નાખ્યો? મોઢામાં તારું નામ નથી એવી ભૂંડી મારી વાણી છે. હે વિઠ્ઠલ! તને છોડીને રહેનારું આ શરીર બળી જાઓ. નીતિ-મર્યાદા છોડીને ચાલનારું શરીર શા કામનું? મારા મનને તમારા ચરણોમાં બાંધી મૂકો, તેની વૃત્તિઓને બહેકવા દેશો નહીં. નીતિમય જીવન જીવવું સારું.

करील काय तें नव्हे विश्वंभर । सेवकां दरिद्र लाज नाहीं ॥
मजपासूनी हें पडलें अंतर । काय तो अव्हेर करूं जाणे ॥
नामाच्या चिंतनें नासी गर्भवास । नेदी करूं आस आणिकाची ॥
तुका म्हणे नेणों किती वाया गेले । तया उद्धरीलें पांडुरंगें ॥
कासया गा मज घातलें संसारीं । चित्तपायांवरी नाहीं तुझ्या ॥
कासया गा मज घातलें या जन्मा । नाहीं तुझा प्रेमा नित्य नवा ॥
नामावीण माझी वाचा अमंगळ । ऐसा का चांडाळ निर्मियेला ॥
तुका म्हणे माझी जळो जळो काया । विठ्ला सखया वांचूनीया ॥
वर्तता बासर । काय करावें शरीर ॥
ठेवा नेमून नेमून । माझें तुमचे पायीं मन ॥

नेदावियां वृत्ति । कोठें फांकूनि श्रीपति ॥
तुका म्हणे भलें । जन्मा येऊनिया ज्यालें ॥

હે નારાયણ! મને ક્યારેય કુમતિ ન ઊપજે. તારા ચરણો મારા ચિત્તમાં સદા ધારણ કરીને રહું એવું કર. મારા મનમાં ઊપજેલા આ ભાવને તું સફળ કર. એના કરતાં બીજો મોટો લાભ નથી; પણ એવો ભાવ પણ મારામાં સ્થિર—એકવિધ રહેતો નથી. તે ભાવનું સ્મરણ થતાં જ ક્ષણભરમાં હું તે ભૂલી જાઉં છું. મનને હંમેશાં જાગૃત રાખું છું તોય તે સ્થિર રહેતું નથી. તેને કેટલું સંભાળવું? પ્રભો! મેં કરેલા અનેક પ્રકારના વ્યવસાયોથી મારું મન રંગાયેલું છે; તેથી હે કૃપાનિધાન! મારો ઉદ્ધાર થાય અને હું તમારા ચરણોમાં સ્થિર થાઉં એવી બુદ્ધિ મારામાં નિપજાવો. મારા હૈયામાં તમે નિવાસ કરો.

दुर्बुद्धि ते मना । कदा नुपजो नारायणा ॥
आतां मज ऐसें करी । तुझे पाय चित्तीं धरी ॥
उपजला भावो । तुझे कृपें सिद्धी जावो ॥
तुका म्हणे आतां । लाभ नाहीं या परता ॥
एकविध वृत्ति न राहे अंतरीं । स्मरणींच हरी विस्मृती हे ॥
न राहें निश्चळ जागवितों मना । किती क्षणोंक्षणां सावरावें ॥
तुका म्हणे बहु केले येरसाव । तेणें रंगे जीव रंगलासे ॥
अहो कृपावंता । होईं बुद्धीचा ये दाता ॥
जेणें पाविजे उद्धार । होय तुझे पायीं थार ॥
तुका म्हणे देवा । माझें अंतर वसवा ॥

### તારા શરણ વિના અન્ય ઉપાય નથી

ઇંદ્રિયોના ખેંચાણથી હું પૂર્ણપણે વિષયોમાં બૂડ્યો છું. કાયા, વાણી અને મનથી વિષયોનું જ ધ્યાન લાગેલું હોવાથી ભક્તિમાં શૂન્યતા છવાઈ છે. જેમ જેમ જે જે બનતું આવ્યું

છે તે બધું મેં આપને કહ્યું છે; અને તેથી આપને તે વિદિત જ હશે. મારા પરનો ભાર મેં ઉતારી નાખ્યો છે. હે નારાયણ! મારી પાસે દોડી આવીને મને સંભાળો. હું આપનો દાસ છું; હું સ્વતંત્ર નથી કે એ પ્રપંચનાં સઘળાં દુઃખો ખાળી શકું. સદા આપની વિનવણી મારે કરવી અને આપે મારા પર કૃપા કરવી, એટલી જ વાત હું તો જાણું છું. ભવના ભયથી આપના ચરણોનું શરણ લીધું છે, બીજું કાંઈ જ હું જાણતો નથી; મને તારો પ્રેમ આપ અને મારું મન જાણી લઈ તે પ્રમાણે કર. પછી પાણીમાં રહ્યા છતાં કમળને જળનો સ્પર્શ થતો નથી તે પ્રમાણે હું વ્યવહારમાં રહીશ. જાગ્યા પછી સ્વપ્નસૃષ્ટિ દેખાતી નથી તેમ જગતના પ્રપંચને જોયા છતાં હું જોઈશ નહીં. એવી રીતે જાણ્યા વિના જે કાંઈ કરાય તે કેવળ શ્રમ જ છે.

अवघा वेचिलों इन्द्रियाचे ओढी । झालें ते तें घडी निरोपीलें ॥
असावा जी ठावा सेवेसी विचार । आपुला मी भार उतरीला ॥
काया वाचा मनें तोचि निजध्यास । येथें झालों ओस भक्तिभावें ॥
तुका म्हणे करू येईल धावणें । तरी नारायणें साभाळावें ॥
नव्हे मी स्वतन्त्र, अंगाचा पाईक । जो हे सकळीक सत्ता वारू ॥
तुम्हा आळवावें पाउलापाउलीं । कृपेनी साउली करी मज ॥
तुका म्हणे भव मेणें धरिले पाय । आणीक उपाय नेणों कांहीं ॥
जाणोनी नेणतें करी माझें मन । तुझी प्रेमखूण देऊनीया ॥
मग मी व्यवहारी असेन वर्तत । जेवीं जळा आंत पद्मपत्र ॥
देखोनी न देख प्रपंच हा दृष्टी । स्वप्नींचीया सृष्टि चेविल्या जेवी ॥
तुका म्हणे जैसें जालीया वाचुन । करणें तो तो शीण वाटतसे ॥

લોકો મને ભલો કહે છે, પણ મારા મનને તે ઠીક લાગતું નથી; તેમ થવાથી તો ઊલટું તે સ્વહિતમાથી ચ્યુત થાય છે, શું આ કેવળ શ્રમ નથી? તારી કૃપાનો મને આધાર

તારી પાસે સર્વ સત્તા હોવા છતાં અને તને નજીક કર્યા પછી પણ ષડ્રિપુઓની સત્તા અમારા પર શા માટે ચાલવા દે છે? ભલે, હવે મારા બધા ઉપાયો ખૂટી ગયા છે. તું સૂત્રધાર હોઈ સર્વનો ચાલક છે; તો પછી હું શા માટે ભાર વહું? મનના વિચારો પાર પડતા નથી તેથી દેહબુદ્ધિ પર ન અવાય તે જ સારું. મનના તરંગો દુઃખ આપે છે. તે શમાવી દઈ ઈશ્વરચિંતન કરું. સઘળા વિષયોનો ત્યાગ કરવા માંડતાં વાસનારૂપે તે તેઓ મારામાં આવીને વસે તો પછી મારે શું કરવું? તેથી એ ખટપટમાં ન ઊતરતાં ઇંદ્રિય, મન અને દેહનું પોટલું તને સોંપી દઈ હું મોકળો થાઉં છું. મને હવે તારામાં સંતાડી દે.

निश्चिंतीनें होतों करूनीयां सेवा । कां जी मन देवा उद्वेगीलें ॥
अनंत उठती चित्ताचे तरंग । करावा हा त्याग वाटतसे ॥
कोण तुम्हांवीण मनाचा चाळक । दुजे सांगा एक नारायणा ॥
तुका म्हणे माझा मांडिला विनोद । करवू नेणें छंद करतां काई ॥
कां जी आम्हां होतें दोषांचें दर्शन । तुज समर्पून देहभाव ॥
पांडुरंगा दयाळुवा कृपावंता । परशील सत्ता सकळही ॥
कां जी आम्हांवरी आणिकांची सत्ता । तुम्हांसी असतां जवळीकें ॥
तुका म्हणें पायीं केलें निवेदन । उचित तें दान करीं सत्ता ॥
मारीयें बुद्धिचा खुंटला उपाय । करतील काय पाहणें तें ॥
सूत्रधारी तूं हें सकळ चाळीता । कासया अनंता भार वाहों ॥
वाहीले सफळ न पावती सिद्धि । देऊं देहबुद्धिवरी नये ॥
तुका म्हणे दुःखी करिती तरंग । विठू पांडुरंग आठवूनी ॥
त्यागें भोग माझ्या येईल अंतरा । मग मी दातारा काय करूं ॥
भोगें त्यागें दोन्ही पायीं हें मोटलें । इंद्रियें सकळें काया मन ॥
तुका म्हणे आतां नको उजगरा । मरतों दातारा भेटी मज ॥

પતિતપાવનનો સંબંધ જાળવ

પણ તને દેહ અર્પ્યાનો મારો ભાવ પણ ખરો કયાં છે? કારણ કે તને દેહ આપ્યાનું કહીને હું દેહનાં દુઃખોનો ભય સેવું છું. શું એ વિશ્વાસઘાત નથી? જાણી બૂજીને મારે હાથે એ દોષ થાય છે. હું જે જ્ઞાનની વાત કરું છું તેનો મને અનુભવ નથી. વિઠ્ઠલ! મારા આ જુઠ્ઠાણા માટે તમારે મને શિક્ષા કરવી જોઈએ એટલે હું દોષમુક્ત થાઉં. માત્ર પતિત કહીને મારો અનાદર કરશો નહીં; કારણ કે હું પતિત અને તમે પાવન; એ આપણો જૂનો સંબંધ છે. તે જેનો હોય તેણે સંભાળવો. મારે પાપ કરવું; તમારે મને પાવન કરવો. અરે! હું પતિત ન હોત તો તને વળી પાવન કોણ કહેત? એટલા માટે પહેલાં પતિત એ મારું નામ; અને પછી પાવન તારું નામ. યાચકને લીધે જ કલ્પવૃક્ષને મહત્તા મળે છે ને? તો પછી પતિત કહીને મારી ઉપેક્ષા કરવી એ તારે માટે ઉચિત નથી.

तुज दिला देह । अजुनी वागवितो भय ॥
ऐसा विश्वासघातकी । घडली कळता हे चुकी ॥
बोलतों जें तोंडें । नाहीं अनुभविलें रुडे ॥
दड लाहे केला । तुका म्हणे जी विठ्ठला ॥
आम्ही पतित तू पावन । हें तो पूर्वापार जाण ॥
नवें करू नये जुनें । साभाळावें ज्याचें त्याणें ॥
वादे मारी हाका । देवा आईकवी तुका ॥
जरी नव्हतों मी पतित । तरी तू पावन कैसा येथ ॥
म्हणोंनी माझें नाव आधीं । मग तू पावन कृपानिधी ॥
तुका म्हणे याचकभावें । कल्पतरू मान पावे ॥

હે કેશીરાજા! તને હવે મારી એકમાત્ર વિનતિ એ જ છે કે મારો દેહ ગમે ત્યાં હોય પણ મારું ચિત્ત તો તારા

ચરણોમા જ લાગેલું રહે. તન, મન, ધનથી વિમુખ થઈ હું તારા ચરણોનું ચિંતન કરું; મરણસમયે કફ, વાત, પિત્ત વગેરે પાપો મારાથી દૂર રહે; તારા ગુણો મારા અંતઃકરણમાં નિવાસ કરે, તેમની મને ક્યારેય વિસ્મૃતિ ન થાય. એકાદ લાભ મેળવવા માટે મન ઉતાવળું થાય છે તેવી રીતે તારા ચરણોના ચિંતન માટે થાય. હે પાંડુરંગ! મારા જીવનને પ્રેમની ભીનાશ આપવા માટે દોડતો આવ. મારે ભાગે જે કાંઈ કરવાનુ આવે છે તે સઘળું હું દેહથી કરું છું; પણ મનથી તારું નામ જ લેતો રહું છું. આ પ્રકારના મારા ભાવમાં વિઘ્ન આવવા દઈશ નહી. મારા મનને એ ભાવ પર મજબૂતપણે બાંધ હું એ માર્ગે જતો હોઉં ત્યારે એને વિકલ્પની કલ્પનાઓની પાંખો ફૂટવા દઈશ નહી.

आता केशीराजा हेचि विनवणी । मस्तक चरणीं ठेवीतसें ॥
देह असो माझा भलतीये ठायीं । चित्त तुझ्या पायीं असों द्यावें ॥
काळाचें खंडण घडावें चिंतन । तनमनधन विन्मुखता ॥
कफवातपित्त देहअवसानीं । ठेवावीं वारूनी दुरितें हीं ॥
तुका म्हणे तू या सकळांचा जनिता । येथें ऐक्यता सकळांसी ॥
वारवार ह्याची न पडावा विसर । वसवावें अंतर तुझ्या गुणीं ॥
लाभाचीयें जोडीं उतावीळ मन । त्यापरी चिंतन चरणाचें ॥
तुका म्हणे जीवीं जीवन ओलावा । पांडुरंगे धावा शीघ्र आता ॥

आतां माझ्या भावा । अंतराय नको देवा ॥
भागा आलें तें करीतों । तुझें नाम उच्चारीतों ॥
दृढ मानें मन । येथे ठेवावें बांधून ॥
तुका म्हणे वाटे । नको फुटों दरू फाटे ॥

મારા મનના ભાવનુ તને સ્મરણ થવા દેવા માટે હું વારવાર તને કહું છું તે સાંભળ. ગયો સમય પાછો આવતો નથી. ભવિષ્યની આશા હું સેવતો નથી. ગુણ અને

અવગુણનો જીવન પર પ્રહાર થવાથી તે વ્યગ્ર થાય છે. તારો કાંઈ જ આધાર જણાતો નથી. હે વિઠ્ઠલ ! તું સમસ્ત બ્રહ્માંડનો જીવ છે તો પછી અમારે દયાની ભીખ શા માટે માગવી પડે છે ? સંસારનાં દુઃખો અને ભવરોગ મટતા જ નથી, તેથી આ સોનેરી તક મેં સાધી લીધી છે. વિચાર પ્રમાણે ઇંદ્રિયો વર્તે છે અને પ્રારબ્ધને યોગે ગર્ભવાસ પ્રાપ્ત થતો હોવાથી, હે ગોપાળ ! વિચારનાં સઘળાં બીજોને બાળી નાખ. હે નારાયણ ! મારી દરેક વાસનાનો વિષય તું થા. વીણી વીણીને શું કહું ? તારા વિના મારો એવો બીજો કયો મિત્ર છે કે જેની આગળ હૈયું હળવું કરું ? મારા જીવનું તું જીવન છે. મને સંતોષ આપવાનું તારા હાથમાં છે.

वारवार तुज द्यावया आठव । आईक तो भाव माझा देवा ॥
गेला मग नये फिरोनी दिवस । पुढिलाची आस गणित नाहीं ॥
गुणावगुणाचे पडती आघात । तेणें होय चित्त कासावीस ॥
कोठें एक तुझा न देखों आधार । म्हणऊनी धीर नाहीं जीवा ॥
तुका म्हणे तू ब्रह्मांडाचा जीव । का आम्हीं कींव भाकीतसों ॥
दिकचि नाहीं ससार सवगा । तुटेना या बाधा भवरोगाची ॥
तातडीनें करी म्हणऊनी तातडी । साधिली हे घडी सोनीयाची ॥
सकल्पाचीं बीजें इन्द्रियाची चाली । प्रारब्ध तें घाली गर्भवासी ॥
तुका म्हणे बीजें जाळूनी सकळें । करावें गोपाळें आपुले भाट ॥
जे जे मज काहीं होइल वासना । ते ते नारायणा तूची होइ ॥
काय भाव एक निवडू निराळा । जाणसी तूं कळा अतरींची ॥
तुजविण मज कोण आहे सखा । जे सागों आणीका जीवभाव ॥
तुका म्हणे तूची जीवाचें जीवन । माझें समाधान तुझें हातीं ॥

### શરણાગતોને તારું સ્થાન આપ્યું છે

હે પ્રભો ! તેં મને અપનાવ્યો છે તે હું કેમ જાણું ? વિચાર કરી જોતાં જણાય છે કે હું પહેલા હતો તેવો જ

છું; કારણ હૈયું પલટાયું નથી ત્યાં સુધી તેમ માનવું તે માત્ર આત્મવંચના જ છે. તેં જો મને અપનાવી લીધો હોય તો તેવો ભાવપરિવર્તનનો અનુભવ મને કેમ થતો નથી ? અગાઉ તારે શરણે આવેલા અનેક માણસોના ગુણ-દોષ તરફ ન જોતાં તેં તેમને તારું પોતાનું પદ આપ્યું છે; તેમના પછી તદ્દન છેલ્લે, મને સ્થાન આપ. મને મોટપણની ઇચ્છા નથી. હે સર્વજ્ઞ ! તારા મનમાં આવતાં જ તું ભક્તોનાં મહાન પાપોનો–દોષોનો નાશ કરે છે. મુખથી તારું નામ લેવાય, આંખોથી તારું રૂપ જોવાય અને કાનોથી ધરાઈને તારી યશોગાથા સાંભળવાનું સુખ અને વિશ્રાંતિ મને આપ. મારા સમસ્ત દેહભાવને તારા વિના બીજો આશરો નથી. તેને તારી સેવામાં જોડાવા દે. મોઢેથી શા માટે બોલી બતાવું ? પણ એટલું તો જરૂર કહીશ કે તને સર્વના મનોગત ભાવો કળાય છે; તેથી તારી કરુણા યાચું છું, તે મળે એટલે બસ. પછી તો શું કરવાનું છે તે તને ખબર. મારા દેહનું તને પિંડદાન કર્યું છે. તો પછી વારંવાર તે વિષેની કાળજી હું શા માટે રાખું ?

माझा तुम्ही देवा, केला अंगीकार । हें मज साचार कैसें कळे ॥
कां हो कांही माझ्या नये अनुभवा । विचारितां देवा आहे तैसा ॥
तुका म्हणे नाहीं पालट अंतरीं । येथें दिसे हरी टकमकी ॥

पहा किती आले । शरण समानची केले ॥
नाहीं विचारिले । गुणदोष कोणाचे ॥
मज शेवटीचा दावा । ठाव तयांजवळी देवा ॥
नाहीं करीत हेवा । कांहीं थोरपणाचा ॥
तुका म्हणे सर्व जाणा । तुम्हा आल्यावरी मना ॥
केला तो उगाणा । घडल्या महादोषांचा ॥

येणें मुखें तुझे वर्णीं गुण नाम । तैंचि मज प्रेम देईं देवा ॥
डोळे भरूनीया पाहे तुझे मुख । तैंचि मज सुख देईं देवा ॥
कान भरूनीयां ऐके तुझी कीर्ती । ते मज विश्रांति देइ देवा ॥
तुका म्हणे माझा सर्व देहभाव । आणीक नको ठाव चिंतू यासी ॥
मुखें बोलावें तें जीवींचें जाणसी । विदित पायापाशीं सर्व आहे ॥
आतां हेंचि भलें भाकावी करुणा । विनियोग तो जाणा तुम्ही त्याचा ॥
तुका म्हणे देह दिला पिंडदान । वेळोविळां कोण चिंता करी ॥

હે પ્રભો ! ભક્તિની ઇચ્છા મનમાં ઉત્પન્ન થઈ, એ તમારી કૃપા. હવે ભક્તિને અનુરૂપ તમારી પ્રસન્નતાનું દાન મળે તો તે કૌતુક પણ હું નિહાળું. આપના તરફથી અભય મળવાની આજ્ઞાને શિરસાવંદન કરીશ. અમારે તો તમારી સેવા કરવાની છે. તેમાં સફળતા આપવાનું કામ આપનું છે. મેં સેવેલા આગ્રહનું કાંઈ સમાધાન કરો. અગાઉ થઈ ગયેલા સંતોને મળેલી તમારી કૃપાના ફળની ઇચ્છા રાખું છું. પણ તેમનું બળ મારા અંગમાં નથી; તોય તે સંતોને તમે આપેલુ સ્થાન મને આપો. તે મહાપુરુષોની પંક્તિનો લાભ મને કા ન મળે ? તારા મોટા મોટા ભક્તો તારા સ્વરૂપનો વિચાર કરે છે; જપ, તપ કરે છે પણ મારાથી તો તેમનો વિચાર પણ કરાતો નથી, એટલો બધો હું હીન છું. હું કરુણ વચનોથી તમારી દયાની યાચના કરું છું. મારી આટલીય અલ્પ સેવા સ્વીકારો.

उपजलें मनीं । हे तो स्वामीची करणी ॥
होईल प्रसादाचें दान । तरी हें कवतुक पाहेन ॥
येईल अभय जरी । तरी हे आज्ञा वंदीन शिरीं ॥
तुका म्हणे आळीकरा । त्यासी योजावें उत्तरा ॥
पुढिलांचे इच्छी फळ । नाहीं बळ तें अंगीं ॥
संत गेले तया ठाया । देवराया पाववीं ॥

ज्येशंची कां आम्हां जोडी । परवडी न लाभे ॥
तुका म्हणे करी कोड । पुरवी लाड आमुचे ॥
तुझे थोर थोर । भक्त करिती विचार ॥
जप तपादि साधनें । मज चिंतवेना मनें ॥
करुणावचनें । म्यां भाकावीं तुम्हां दीनें ॥
तुका म्हणे घेई । माझें थोडें फार ठायीं ॥

## દુસ્તર કર્મોથી છોડવ

પ્રભો ! અમારા હિતનો અમને બોધપાઠ આપીને યોગ્ય માર્ગે લગાડવા, એ જ ખરી નીતિ; તું અમને તરછોડીશ નહીં. એ ધર્માધર્મની વાતો તારા મુખેથી જ અમારી પાસે આવી છે. મારા વિષેનું તારું માત્સર્ય શા માટે છુપાવે છો ? પિતાએ પુત્રનું હિત સાધવું જ જોઈએ. ધર્માધર્મ તારે હાથે છે, માટે કઠણ કાર્યોમાંથી મને છોડાવ. મને અપનાવવામાં તને મારો શો ભાર લાગવાનો છે ! કરવા ધારે તો શું ન થાય ? મેં ઘણાં કષ્ટો વેઠ્યાં; હવે કાળચક્રમાંથી મને છોડાવ. મારું પ્રારબ્ધ મને છૂટવા દેતું નથી; હું મરું તોય પ્રારબ્ધ ખૂટતું નથી. એટલે તારા ચરણોના શરણ વિના હવે બીજો કોઈ ઉપાય રહ્યો નથી.

शिकवूनी हित । सोयी लावावें हे नीत ॥
त्याग करूं नये खरें । ऐसें विचारीं बरें ॥
तुमचीया तोंडें । धर्माधर्मवि नांदें ॥
मजसाठीं देवा । कां हो स्थरिला हेवा ॥

×　　×　　×

मज सोडवीं दातारा । कर्मा पासूनी दुस्तरा ॥
करीसी अंगीकार । तरी काय माझा भार ॥

×　　×　　×

कराल तें काय नव्हें जी विठ्ठला । चित्त यावें येला योपडीया ॥
सोडवूनी घ्यावें कालचक्रा हातीं । बहुत विपत्ति भोगीयेल्या ॥
जियालें जीवें नेदी मारलेंचि मरें । प्रारब्ध तें उरे मागुतलें ॥
तुका म्हणे दुजा खुटला उपाय । म्हण उनी पाय आठवले ॥

કરુણ વચનોથી તારી થોડી સેવા મેં કરી છે, આટલે સુધી તે મને આણ્યો; હવે તરછોડીશ નહીં. હે નારાયણ! હવે મને તારો કહે. મારી યુક્તિ અને વાણી તારે ચરણે નિવેદન કર્યા છે. મારી ભૂલ માફ કરો એમ કહી મે તમારા ચરણ ઝાલ્યા છે. હવે તમારો કાંઈ આધાર મળવો જોઈએ, નહીં તો ધીરજ કેમ ધરાય? ધણીની ગેરહાજરીમાં બોલની રજૂઆત કઈ રીતે થાય? સેવામાં ગાળેલા દિવસોનો હિસાબ કોની આગળ મગાય? સમર્થનો અર્થ-દીનોનો કૃપાળુ; અને એ ગુણ તમારામાં છે. તમે દયાના સાગર; દયા એ તમારી પૂજી તો હવે મારા પર તમારી કૃપાનું અમૃત છાટો. એ માટે મારો જીવ આશાવત થયો છે.

आणिलें शेवटा । आतां कामा नये फाटा ॥
मज आपुलेंसें म्हणा । उपरि या नारायणा ॥
वेचयेली वाणी । युक्ति अवघी चरणीं ॥
तुका धरी पाय । क्षमा करवूनी अन्याय ॥

काहीं एक तरी असावा आधार । कासयानें धीर उपजावा ॥
म्हणविल्या गोठी केंसें पड रुजू । धनी नाहीं उनू सन्मुख तों ॥
वेचल्या दिसान्या कोणावरी लेखा । घालावा हा सुखासुखें आम्ही ॥
समर्थ या नावें दीनाचा कृपाळ । हें तव सकळ स्वामीअंगीं ॥
दयासिंधु तुम्हा भाडवल दया । सिंचावे आता या कृपापीयूषें ॥
तुका म्हणे अहो पंढरीनिवासा । बहु जीव आसा लागलासे ॥

### ભક્તોનું પતન અજુગતું નથી શું?

ગમે તેમ હોય, અમે તારા દાસ છીએ. તારા દાસોનુ

પતન થાય; ગળામાં તારું નામ હોવા છતાં સંસારનાં દુઃખોથી ત્રાસ થાય; કાળ અમને સ્પર્શ કરે; એ સઘળું શું અનુચિત નથી? એ ક્યાંની ધર્મનીતિ? સમર્થનું બાળક સહેજ ભાવે જ્યાં રમતું હોય ત્યાંનું બધું તેની સત્તા હેઠળ હોય છે. તેનો બાપ સમર્થ હોવાથી દશે દિશા તે બાળક માટે મોકળી હોય છે. એવું હોય તો જ તેના શરીર પરના વૈભવ દેખાડનારા અલંકારો તે બાળકને શોભા આપે; અને જો એમ ન હોય તો તે અલંકારો માત્ર ભારરૂપ જ નીવડે. હે પ્રભો! મારે એવી સ્થિતિમાં મુકાવાની ઇચ્છા છે. એટલા માટે અનન્યભાવે હું તારી સેવા કરું છું. સમર્થનું બાળક લાચાર દેખાતાં જગત તેનાં માબાપને હસે છે. તેથી તે ગમે તેવું ગાંડું ઘેલું હોય તોય તેની સંભાળ રાખવી પડે છે. તેવી જ રીતે હું તારો આજ્ઞાંકિત દાસ હોવાથી હું પતિત–અધમ હોઉં તો પણ તારે મારી સંભાળ લેવી ઘટે.

आम्ही तुझ्या दासीं । जरी जावें पतनासी ॥
तरी हें दिसे विपरीत । कोठें योलली हे नीत ॥
तुझें नाम कंठीं । आम्हां संसाराची आटी ॥
तुका म्हणे काळ । करी आम्हांसी विटाळ ॥
खेलतां निजभावें समर्थाचें बाळ । तयाच्या सकळ सत्तेखालीं ॥
तरी लेवविला शोभे अलंकार । नाहींतरी भार मानाविण ॥
अवघीच दिशा असावी मोकळी । मायबाप बळी म्हणोनीया ।
तुका म्हणे माझें ऐसें आहे देवा । म्हणऊनी सेवा समर्पीली ॥
समर्थाचें बाळ केविलवाणें दिसे । तरी कोणा हंसे जन देवा ॥
अवगुणी जरी झालें तें वोंगळ । करावा सांभाळ लागे त्याचा ॥
तुका म्हणे तैसा आहे मी पतित । दास मुद्रांकित झालों तुझा ॥

હું તારો કહેવાઉં, પણ તને જાણતો નથી; એ કેવું જીવન? વળી મને આધાર કોનો? તારો ભેટો થયો નથી;

અમારે શું માત્ર તારું વર્ણન જ સાંભળ્યા કરવું? હે પંઢરીનાથ! હવે દર્શન દઈ અભય આપ. હું જીવું છું ત્યાં સુધી મને બંધનમાં રાખી, શું ત્યારે મર્યા પછી મોક્ષ આપવાનો છે? આવી સંશયગ્રસ્ત દશામાં કેટલા દિવસ મારે રહેવું અને એમાં સેવકની મહત્તા પણ તેં શી જાળવી? મારા–તારા વચ્ચે ભેદનો પડદો રહે તો મને તારા માટે પ્રેમ ઉત્પન્ન થાય નહીં; પછી તારાં ગુણગાન કરી નાચવાની, મારી ઇચ્છા કેમ પાર પડે? તું અનુકૂળ ન હોય તો શું થાય, એના કેટલા દાખલા આપું? અમને દાસોને તારા આશ્વાસનથી જ વિશ્વાસ ઊપજે છે. સેવામાં ખાડો થતો નથી. ખોટાની મહત્તા કઈ રીતે રહે? તમારા બોલવાથી અને અભયપણાથી સુખ ભાસે છે. અમે કાંઈ ખાવાનું માગતા નથી, પણ અમને તદ્દન કોરા રાખશો નહીં. જીવ-શિવનો ભેદ મટતાં અમે તમારા જ ને? તો પછી અત્યારે જ ભેદ મટાડી અમ લાડકવાયાઓનાં લાડ પૂરાં કરો. હું બીજાઓની સેવા કરવાનું જાણતો નથી. તારા ચરણોમાં સ્થાન મળવા માટે આશાવંત છું.

तुझा म्हणवून तुज नेणें । ऐसें काय माझें जिणें ॥
तरि मज कवणाचा आधार । करोनीया राहों धीर ॥
काय शब्दची ऐकिला । भेटी नव्हता विठ्ठला ॥
तुका म्हणे आता । अभय देई पंढरीनाथा ॥
मेल्यावरी मोक्ष संसारसंबंध । अरालिया बद्ध ठेवा आम्हा ॥
वागवील संदेह राहों कोठवरी । मग काय थोरी सेवकाची ॥
गाणें गात आम्हा नाचणें आनंदें । प्रेम कोठें भेदें अंगा येतें ॥
तुका म्हणे किती सांगावें दृष्टांत । नसता तू अनंत सानुकूल ॥
आश्वासावे दास । तरी घडतो विश्वास ॥
नाहीं चुकत चाकरी कोठें लटक्याची थोरी ॥

स्वामीच्या उत्तरें । सुख वाटे अभयें करें ॥
भेद तुटलिया वरी । आम्हीं तुमचीच हो हरी ॥
आतां पाळावें पाळावें । आम्हीं लडिवाळाचे लागे ॥
आणिकाची देवा । नाहीं जाणत मी सेवा ॥
तुका म्हणे हेवा । माझा हेत पायीं देवा ॥

## દેવ! મારી ઉપેક્ષા ન કરીશ

હવે છેવટે મારાં આ વાણીરૂપી પુષ્પો તમારે ચરણે ભલે રહે, જગતમાં તમે કૃપાનું દાન કરનારા છો. તો અમ દીન જનોની ઉપેક્ષા કરશો નહીં. દેહબુદ્ધિનો ત્યાગ કરી જીવ–શિવના ભેદો છોડી દીધા છે. હવે મન તમારા ચરણોમાં લીન રહે એવી મારી ઇચ્છા છે, તેને તમે પૂર્ણ કરો. મારું પ્રેમાળ બોલવું ધ્યાન દઈ સાંભળો. પ્રેમપીયૂષની ઇચ્છાથી હું તમારે શરણે આવ્યો છું, એટલા માટે હે પ્રભો! મને સુખ ઊપજે તેમ કરો. અમ બાળકોને સંતોષ આપ્યાથી તમારા સર્વોત્તમપણામાં ઊણપ નહીં આવે. તમારે ઘેરે કૈવલ્ય–મોક્ષ–નો ઢગલો પડ્યો છે તો પછી મારે માટે તેની ખોટ કેમ પડે છે? તમારા જેવા સર્વગુણસંપન્ન પિતા છે ત્યારે તેમાંનો ભાગ મને કેમ મળતો નથી? હે પાંડુરંગ! મારો ભાગ માગવા માટે હું અત્યારે તમારી આગળ આવીને ઊભો છું, મને જવાબ આપો.

आतां हे शेवटी असो पायावरी । वदती वैखरी वाक्-पुष्पें ॥
नुपेक्षावें आम्हां दीना पांडुरंगा । कृपादानी जगामाजीं तुम्ही ॥
वोळखुनी देह सोडविली बुद्धी । तोडियेले भेद जीवशिव ॥
तुका म्हणे मन तुमचे चरणीं । एवढी आयणी पुरवावी ॥
आईकावी माझी करुणा उत्तरें । देऊनी सादरें चित्त देवा ॥
बोरसें मारडी आलों पायापाशीं । हो तें मनेंसी सुख कीजे ॥
तुमचें न भंगे सर्वोत्तमपण । करितां समाधान लेकरांचें ॥

कैवल्याच्या तुम्हां घरीं । राशी हरी उदंड ॥
मजसाठीं का जी वाणी । नव्हे घनी विभागा ॥
सर्वगुणीं सपुरता । ऐसा पिता असोनी ॥
तुका म्हणे पांडुरंगा । आलों सांगा सन्मुख ॥

સેવક માટે લોકો પૈસા ખર્ચે છે, જ્યારે અમો મફત તારી સેવા કરવા માટે તૈયાર છીએ. તું નજીક નહિ હોય તોય જીવને ભોગે તારું હિત કરીશ. પ્રયત્નપૂર્વક તારી કીર્તિમાં વધારો કરીશ. આટલુ કરવાની અમારી તૈયારી હોવા છતાંય તું અમારે વિષે ઉદાસીન કેમ છે? અભયનુ વચન સુદ્ધાં કેમ બોલતો નથી? મેં તમારા વચનનો ભંગ કર્યો નથી તો પછી, હે નારાયણ! તું શાને મારાથી આઘો જતો રહ્યો છે? નિશ્ચયપૂર્વકનુ સમાધાન ન હોવાથી મન શંકિત બને છે. હુ મારા પર તમારી કૃપા થવા માટે તમને વિનવું છું. તમારા ચરણોમા સઘળા ધર્મ અને નીતિ રહેલા છે. પોતાના દાસને ચિંતાના પ્રવાહમા ડુબાવતાં તમને શરમ નથી આવતી? મેં તમને કયારેય કઠણ જવાબ આપ્યો નથી છતાંય છેટું શા માટે પાડયુ? તમારાં દર્શન માટે અધીરો બન્યો છું. મારાથી વિયોગ વેઠાતો નથી. હમેશાં તારું નામ લેવાથી પ્રેમ વધતો જ રહે છે અને તને મળવા માટેની ઇચ્છા પ્રબળ થાય છે. હે માતા! હવે એક બાજુ લઈ જઈ મારી સમજૂતી કર.

मोल वेचूनीया धुडीती सेवक । आम्ही तरी फुका मागों बळें ॥
नसता जवळीं हित फार करूं । जीवभाव धरूं तुझ्या पायीं ॥
नेदूं भोग आम्ही आपुल्या शरीरा । तुम्हांसी दातारा व्हावे म्हूण ॥
कीर्ति तुझी करू आमुचे सायास । तू का रे उदास, पांडुरंगा ॥
तुका म्हणे तुज काय मागों आम्ही । फुकाचें का नामी म्हणसीना ॥
नाहीं उल्लंघिलें कोणाचें वचन । तरीं का नारायण दुरी झाला ॥

आशंकितें मन, करी आंळवण । नाहीं समाधान निर्धिर्तीनें ॥
दासाचा विसर हें तो अनुचित । असें सर्व नीत पायापाशीं ॥
तुका म्हणे तुम्हां लाज येत नाहीं । आम्हां चिंता डोहीं बुडवीतां ॥
नाहीं दिलें कधीं कठीण उत्तर । मग कां अंतर पडियेलें ॥
म्हणऊनी आतां वियोग न साहे । लावावलें देहें संघटणें ॥
वेळांवेळां वाचें आठवितों नाम । अधिकचि प्रेम चढे घेतां ॥
तुका म्हणे पांडुरंगे जननीये । घेऊनि कडिये बुझवीजे ॥

## મારું રૂપ મને આપ

હે વિઠ્ઠલ! તારું દેવું વાળવા માટે હું તારો ચાકર થયો, હવે હિસાબ આપો. દેહ તમને અર્પણ કરીને મેં કરજ ચૂકવ્યું, તો હવે સઘળાં પાપોનો નાશ થવો જોઈએ. અત્યાર સુધી દેહનું કરજ માથે લઈને ફરતો હતો અને તેથી પાપરૂપ વ્યાજથી બેચેન બન્યો. હવે ફક્ત તું મારા શરીરમાં છે, એવો મારો ભાવ છે. મારું જ માગવાને માટે શું મને હક્ક નથી? પણ તારી આબરુ જવાના ભયથી હું ખુલ્લી રીતે કહેતો નથી. અત્યારે ને અત્યારે જ આપણે એ વાતનો નિવેડો કરી લઈએ. મારું જ મને આપો. હું કાંઈ નવું માગતો નથી. તારાં દર્શનથી મોક્ષ મળવાનું મારું હક્કનું લેણું છે. હજારો નામોવાળું તારું રૂપ, ભક્તો તરફનો તારો પક્ષપાત સૂચવે છે, આ મારો મુદ્દામાલ છે. સંતોની સાક્ષી વિના જો હું આ બોલતો હોઉં તો મને સજા કરો. મને મારું આપવું ન હોય; અને આપણી અસલની-ખૂબ જૂની, ઓળખાણ ભૂલી જવી હોય તો સુખેથી તમે ભૂલી જાઓ; પણ તેમ થવાથી તમારું ઈમાન જશે અને મારું પતન થશે. મેં તમારી પાસે મૂકી છોડેલી મોક્ષની થાપણ ડુબાવવાના છો કે? એનો વાજબીપણે વિચાર કરજો.

ऋणाच्या परिहारा झालों वोळगणा । यावी, नारायणा, वासलाती ॥
झालों उतराई शरीर-सकल्पें । चुको यावी पापें सकळ्ही ॥
आजवरी होतों घरनी जीवासी । व्याजें कासावीस वहु केलें ॥
तुका म्हणे मना आणिला त्यां भाव । तुमचा तेथें ठाव आहे देवा ॥
आपुलें मागतां । काय नाहीं आम्हां सत्ता ॥
परि लौकिकाकारणें । उरीं ठेविलें धोलणें ॥
येचि आतां घडी । करूं पैसो तेचि फेडी ॥

× × ×

माझें मज द्यावें । नाहीं करवीत नवें ॥
सहस्र नामाचें रूपडें । भक्त कैवारी चोखडें ॥
साक्षीवीण घेलें । तरी मज पाहिजे दंडिलें ॥
तुका म्हणे माल । माझा हो खरा विठ्ठला ॥
ठायींची ओळखी । येईल टाकूं टाका सुखीं ॥
तुमचें जाईल इमान । माझें कपाळीं पतन ॥
ठेविला तो ठेवा । अभिलाषें बुडवावा ॥
मनीं न विचारा । तुका म्हणे जी दातारा ॥

પાંડુરંગ! આ મારા શબ્દો ઉપરછલ્લા, ઠઠ્ઠામશ્કરીના કે દિલ બહેલાવવા માટેના છે એમ માનીશ નહીં, હું અક ળાઈ જઈને આ બોલું છું. કીર્તિના ફેલાવાને મારે શું કરવો છે! મારે ખરેખરો અનુભવ જોઈએ છે; અને તે માટે જ મારો બકવાદ મેં ચાલુ રાખ્યો છે. તું મારી આશા પૂર્ણ કરીશ એવી આશાએ જ અને એ વિચારથી મેં ઘેલાપણું અપનાવી લીધું છે. તારા શ્રીમુખનું દર્શન કરવું છે; તેની જ મને ઇચ્છા છે. તારું નામ જેના મુખમાં છે તેને માથે સંકટ પડે એ માટે જ મને તો ભારે આશ્ચર્ય ઉપજે છે. પ્રભો! મા-બાપ! તું ઊંઘે છે કે શું? તને આ કેમ સમ જાતું નથી? તારા નામથી અજ્ઞાન તૂટે છે એ વાત, મારે વિષે સાર્થક કેમ થતી નથી? એટલા માટે મારું મન ભડકે

છે અને તારી સેવા માટે કરેલી મહેનત ફોક થતી જણાય છે. તારા વિયોગથી મન શ્રમિત થાય છે; અને ઉદ્વેગને લીધે વૈરાગ્યનો સંચાર થવાથી જંગલમાં નાસી છૂટવાની મરજી થઈ આવે છે. મારા મનનું સમાધાન કેમ કરતો નથી? પંઢરપુરથી કોઈ બોલાવવા માટે આવતું નથી, તેમ તારા ગળાંમાંની માળા પણ તું મોકલતો નથી. આવું પ્રીતિ વગરનું, નીરસ જીવન જીવવું શા કામનું? એવી સ્થિતિમાં સેવા કરતા રહેવાનું શરમભર્યું નથી શું?

नको माझे मानूं आहाच ते शब्द । कळवळ्याचा वाद करीतसें ॥
काय मज चाड असे या लौकिकें । परी असें निकें अनुभवाचें ॥
लाचावल्यासाठीं वचनाची आळी । टकळ्यानें घोळीं जवळी मन ॥
वाटतसें आस पुरविसी ऐसें । म्हणोनीया पिसें लावीयेलें ॥
तुका म्हणे माझी येथेंचि आवडी । श्रीमुखाची जोडी इच्छीतसें ॥
तुझें नाम मुखीं तयासी विपत्ति । आश्चर्य हें चित्तीं वाटतसें ॥
काय जाणों देवा हांसील निजेला । नेणों जी विठ्ठला मायबापा ॥
भवबंधनाचे तुटतील फांसे । ते कां येथें ऐसें अव्हेरीलें ॥
तुका म्हणे माझें दचकलें मन । वाटे वायारीण श्रम केला ॥
वैराग्याचा अंगीं झालासे संचार । इच्छी वनांतर सेवावया ॥
कां जी माझें करू नये समाधान । वियोगानें मन शिणतसें ॥
नयेचि न्यावया पढरीचें मूळ । न देवेचि माळ कंठीची ही ॥
तुका म्हणे ऐसें अप्रीतीचें जिणें । लाजिरें हें वाणें सेवा करी ॥

## અનન્ય ભાવ હોય તો જ કૃપા કરજે

મારા ભાવના સાચાપણા વિષે શંકા આણીને શું તમે કૃપા કરતા નથી? જો એમ હોય તો સાંભળો મારી પ્રતિજ્ઞા. મારા બોલવા પ્રમાણે મારું મન પણ તડપે છે. અંદર અને

બહાર એક જ ભાવ છે એવું જો ખરેખર તમને લાગે તો જ મને તમારા ચરણોમાં આશરો આપજો. હું સાચો દાસ, નજીકનો સેવક છું, એવી ખાતરી તમને મારે માટે થાય તો જ તમારા પ્રેમનું ભાતું મને આપજો. મારું અંતઃકરણ વિશુદ્ધ જણાય તો જ મારા પર કૃપા કરજો, અમથી નહી; એવી મારી પ્રતિજ્ઞા છે. અમારો ભાવ અનન્ય છે. અમે ફરી જનારા નથી. ભક્તિની જડી આવેલી આ પગદંડી અમે છોડનાર નથી. એટલા માટે અમારી કાળજી તમારે રાખવી જ જોઈએ. તમારા ચરણો જ મારુ બુદ્ધિબળ છે. વધારે બોલવામા ફાયદો નથી મનનો મન જ સાક્ષી હોય છે. હે જીવોના જીવન! નારાયણ! મારા આ ભાવનો તું જ સાક્ષી છે.

ऐसें सत्य माझें येइल अतरा । तरीच मज करा कृपा देवा ॥
वचनासारीखें तळमळी चित्त । बाहेरी तो आत होईल भाव ॥
तरीच मज ठाव यावा पायापाशीं । सत्यत्वें जाणशी दास खरा ॥
तुका म्हणे सत्य निकट सेवक । तरीच भातुकें प्रेम द्यावें ॥
एकविध आम्ही न धरू पालट । न सङू हे वाट सापडली ॥
म्हणवूनी केला पाहिजे साभाळ । माझें बुद्धिबळ पाय तुझे ॥
बहुत बोलता न कळे प्रकार । अतरा अतर साक्ष असे ॥
तुका म्हणे अगा जीवीन्या जीवना । तूचि नारायणा साक्ष माझा ॥

પરંતુ હુ પણ કૃપાની યાચના માટે આટલી બધી ગાધલ શા માટે કરુ? મારા કરવાથી શું થઈ શકનાર છે? પ્રભો! તું કરીશ તે જ થશે સર્વ પ્રાણીઓમા વસનારો ઈશ્વર શું મારા હૃદયમા નથી કે? તો પછી તેના પ્રસાદથી મારા ચિત્ત અને મનને જેવુ વલણ મળશે તે પ્રમાણે હુ વર્તીશ. મારી સર્વ શક્તિઓ કુઠિત થઈ ગઈ છે. મારા કર વાથી કાઈ જ થતું નથી. કઠપૂતળીને સૂત્રધાર નચાવે છે તેમ

પ્રકરણમાંની વ્યક્ત થયેલી સઘળી ભાવનાઓ તેમના ઉત્કટ રૂપમાં પ્રકટ થયેલી દેખાશે; માત્ર આશાનું સ્થાન નિરાશાએ ધીમે ધીમે લીધેલું જણાશે અને તેને લીધે, થોડો વખત તો, શ્રદ્ધાની ઇમારત તૂટી પડશે કે શું એવી દહેશત લાગ્યા કરે. આ સ્થિતિમાંથી ભક્તવત્સલ પાંડુરંગે તેમને કઈ રીતે ઉગાર્યા તે હકીકત આગળ આવનાર ' સાક્ષાત્કાર ' નામક પ્રકરણમાં જોવા જાણવા મળશે. આ ચાલુ પ્રકરણમાં વર્ણવેલા નિરાશાના ઘોર અંધારાને ક્રિશ્ચિયન ધર્મના સાક્ષાત્કાર વિવેચનમાં-Dark Night of the soul-' જીવાત્માની અંધારી રાત ' કહેવામાં આવે છે. તે સ્થિતિમાંના તે વખતના અનેક સંતોએ પોતાના અનુભવો કાલાનુક્રમ પ્રમાણે લખી રાખેલા છે. તેમના આધારે એ સ્થિતિનુ વિસ્તૃત વર્ણન અનેક અંગ્રેજી ગ્રંથોમાં કરેલુ મળી આવે છે.

તુકારામ સાચા સાધક હતા. ભક્તિ કરીને પોતાને શું મેળવવાનું છે, એની તેમને સ્પષ્ટ કલ્પના હતી અને સખતપણે આત્મનિરીક્ષણ કરીને પોતાને તેનું ફળ મળ્યુ છે કે નહિ તે જોતા રહેતા હતા. પોતાના પ્રયત્નોમા તેમણે કંઈ ખામી કે મણા રાખી ન હતી; તેમાં કાંઈ પણ કહેવાપણું-સરખું રહેવા દીધું ન હતું. પોતાના જીવનની જંજાળની હોળી કરીને તેમણે પોતાનો જીવભાવ ઈશ્વરને સમર્પણ કર્યો હતો. આટલું કર્યા છતાં ય પ્રભુ દયા કરતો નથી એવું જણાઈ આવતાં તેમને ઘણું દુઃખ થયું. તેમણે ઈશ્વરને હાંક મારવા માડી, વિલાપ કર્યો; સર્વનાશના દુઃખથી તેમનુ હૈયુ ફાટવાની તૈયારી કરતું હતું તોય ઈશ્વરને દયા આવતી નથી ત્યારે *Hope long differred maketh the heart sick*-આશા પૂરી થવામાં ઘણું લંબાણ પડે તો હૈયું દુભાય છે-એ નિયમ પ્રમાણે તુકારામ ત્રાસી ગયા; કંટાળી જઈ ઈશ્વરને

ગાળ ભાંડવામાં પણ તેમણે કચાશ રાખી નહીં; પ્રભુની શરમ પણ તેમની આંખની આડે ન આવી. આખરે, 'ઈશ્વર જેને ખાતર હોય તેને તે મુબારક, મારી નજરે તે મરી ગયો છે; હવે હું આપઘાત કરીને તેનુ પાપ તેને માથે નાખીશ.' એવું બોલતાં નિરાશાની ટોચે તેઓ પહોંચી ગયા.

મોટી આશા રાખીને, સર્વસ્વનો ત્યાગ કરીને, કઠણ તપ કરીને પણ ઈશ્વરની કૃપા થઈ નહી, 'દેવના સંસાર' દુનિયામાં દેવ જ નથી, એવી ભાવના થવાથી નિરાશાનું દુઃખ સહન કરવું ઘણું કપરુ થઈ પડે છે અને એવા દુઃખમા ફસાયાથી તુકારામે વિલાપ કર્યો. અરે, એવો વિલાપ તો એકના એક જ દીકરાના મરણના દુઃખથી કોઈ માતાએ પણ ભાગ્યે જ કર્યો હશે. એ સ્થિતિનુ વર્ણન તો કોઈ મોટો કવિ જ કરી શકે. એ નિરાશાની રાત્રિનુ પ્રા. રા. દ. રાનડે એમણે નીચે પ્રમાણે કરેલુ વર્ણન મનન કરવા યોગ્ય છે.

### ભક્તિમાર્ગમાંની નિરાશા: સૂર્યોદય પહેલાની રાત

'સાધકદશામાના ભયકર વિઘ્નોનો અનુભવ દરેક સાધકને હોય છે. નાના પ્રકારના વિકલ્પો અને વિકટ પ્રસગોને લીધે અનેક પ્રકારની શકાઓ સાધકના મનમા ઉદ્ભવે છે. અને મૃગજળ પ્રમાણે સાધ્ય આઘે ને આઘે હોવાનુ જણાયાથી નિરાશા નીપજે છે. એ નિરાશાની સ્થિતિ આત્મરૂપ સૂર્યના ઉદય થવા પૂર્વેની ગાઢ અધકારવાળી રાત્રી હોય છે. એ સ્થિતિમા જાગતો રહી સૂર્યોદય થવાની રાહ જોતો જે બેઠો હોય છે તે જ પોતાનુ ધ્યેય સાધી શકે છે, તોપણ એ સ્થિતિમા હોઈનેય મનમા તો ભયકર ગડમથલ ચાલતી હોય છે. એ વાત તુકારામના અનુભવ પરથી જણાઈ આવશે.'

તુકારામ વચનામૃત : પ્રસ્તાવના (પા. ૮)

આ કપરી નિરાશાની અવસ્થા, એટલે કેટલાક પ્રમાણમાં ઈશ્વરની કૃપાથી અને સાક્ષાત્કારના સુખનો અનુભવ થયા પછી જ પ્રાપ્ત થઈ શકે છે. શૃંગારિક કાવ્યોમાં, 'મને આશા આપીને હવે શા માટે ફસાવે ?' એવાં વચનો મળી આવે છે. પ્રિયજનના બોલવા અને વર્તવા પરથી આનંદ જણાતાં આશા પેદા થયા પછી તે જ્યારે પાર ન પડે ત્યારે એવા ઉદ્‌ગાર નીકળે છે; અન્યથા નીકળતા નથી. તેવી જ રીતે, પરમાર્થમાં પણ હે પ્રભો ! તેં પ્રથમ મને ચસકો શા માટે લગાડ્યો ?' એમ તુકારામે કહ્યું છે. એક શ્રેષ્ઠ ભક્ત તરીકેની તેમની કીર્તિ જગતમાં ફેલાયેલી હતી એ ઉપરથી પણ, તુકારામ સાધક દશામાં ખૂબ આગળ વધી ગયા હતા એવું જણાય છે. તેઓ પોતે પણ ભક્ત તરીકે ફેલાયલી પોતાની કીર્તિ ખોટી છે, ભ્રમવાળી છે, એમ કહેતા હતા. પણ એ વાત જુદી છે. એ દૃષ્ટિએ જોતાં, એ અવસ્થા સાક્ષાત્કારની શરૂઆત પછીની હોવી જોઈએ. કેટલાક પ્રમાણમાં સાક્ષાત્કાર થયો, તે વિષેનો આનંદ મેળવ્યો, ઈશ્વરની પૂર્ણ કૃપાથી આશા જણાવા લાગી, પણ તે પૂરી થવાની સંભાવના ન જણાય ત્યારે એવી નિરાશાયુક્ત મનઃસ્થિતિ ઊપજે છે, એ ભૂલવું ન જોઈએ. સાધકાવસ્થાના આરંભમાં તેમ થવું શકય નથી. એટલું જ નહીં, પણ આ નિરાશાની સ્થિતિમાં પણ, નામ-સ્મરણ વગેરે સાધન કરતી વખતે સાક્ષાત્કારનો આનંદ સાધક અનુભવે છે; પણ તે સાક્ષાત્કાર ઉચ્ચ કોટિનો હોતો નથી; તે કાયમ માટે ટકતો નથી અને એ અપૂર્ણપણાની જાણ થવાથી એ આનંદથી સાધકના મનને સંતોષ થતો નથી. સારી સ્થિતિના કોઈ એક માણસને પોતાના પુત્ર અથવા પત્નીના મરણથી દુઃખ થાય છે ખરું; પણ ઇષ્ટ મિત્રોની મુલાકાત,

કીર્તિનો લાભ, દ્રવ્યપ્રાપ્તિ અને પોતાનાં બીજાં બાળકોના ભાવી જીવનની ઉન્નતિના ખ્યાલથી તેને સુખ લાગે છે. માત્ર એ સુખ સાથે મરણ પામેલા પુત્ર. અથવા પત્નીના દુઃખના તીવ્ર જ્ઞાનને લીધે ગમે તેવા સુખથી થોડા વખત માટે પણ તેને પૂર્ણ સંતોષ થતો નથી; મન પર દુઃખ અને નિરાશાનાં વાદળ આખો વખત છવાયેલાં રહે છે. તેવી જ એ નિરાશાના અંધકારમાં સાધકની અવસ્થા હોય છે. ઉચ્ચ કોટિના સાક્ષાત્કારની અને અખંડ આનંદની ભૂખ અનિવાર્ય બનતાં તેમાંનો અનુભવ અને આનંદ પ્રાપ્ત થયા છતાં પણ આનંદ અપૂર્ણ જણાય છે અને નિરાશાની વેદના મનને સતત થયા કરે છે, એમ જણાય છે.

ભક્તિ કરીને તુકારામને શું મેળવવું હતું એનું થોડુંક અવલોકન કરીને, તે પછી તેમની નિરાશાની અવસ્થાનો વિચાર કરીશું. તુકારામને નીચે જણાવેલી વાતની ચિંતા સતત લાગેલી હતી. પ્રભો ! મારા પર કૃપા કરશો કે ? મારો ઉદ્ધાર થશે કે ? મારા પાછલાં કર્મો અને પાપપુણ્યો મટી જશે કે ? બુદ્ધિ સ્થિર રહીને મેં અખત્યાર કરેલો માર્ગ ક્યારે પૂરો થશે ? હું પ્રભુનાં ચરણોને ભેટું, મારો કંઠ ગદ્‌ગદિત થાય. એ સુખ જોઈને મારી આંખોને ટાઢક વળે. ભલા એવું પુણ્ય મારા નસીબમાં છે ખરું ? મારી વાસનાને કેવાં ફળો આવશે ? પ્રભુનાં દર્શન થયા પછી તેની કૃપાથી બધાં માણસો બ્રહ્મરૂપ થયાનું હું જોઉં, અને તે અપાર આનંદ ભોગવવો, કામાદિ છ શત્રુઓના તડાકામાંથી છૂટી જઈ, ક્ષમા, દયા, શાંતિ વગેરે મારા અંગમાં નિવાસ કરે. અગ્નિ જેવાં તેજસ્વી, વિવેક અને વૈરાગ્ય પ્રાપ્ત થાય અને એ બધા પર નવધા ભક્તિનો મુકુટ ચઢે; એવું ભાગ્ય પ્રાપ્ત થવા માટે

તુકારામ દેવને વીનવતા હતા. ઈશ્વરના ચતુર્ભુજરૂપનું દર્શન થયા વિના ઉપર જણાવેલા સઘળા લાભો પ્રાપ્ત થઈ પૂર્ણ સંતોષ મળવાનો સંભવ ન હતો; એટલા માટે દેવનાં દર્શન તેમજ સ્પર્શ અને તેમની સાથે વાતચીત કરવાની તાલાવેલી તેમને લાગેલી હતી; અને 'અગાઉ સંતોની ભાવનાના બળને લીધે તું અનંત હોવા છતાં નાનો થયો હતો તેવો જ અત્યારે પણ થા અને સગુણરૂપે મને દર્શન આપ, પછી હું તારી સાથે વાત કરીશ અને તને ભેટીશ,' એવી કાકલૂદી ભરી વિનંતિ તેમણે ઈશ્વરને કરી, એ બધી વાતનો અનુભવ થયા પછી જ તેમને પૂર્ણ સંતોષ થઈ કૃતાર્થતા જણાનાર હતી. અને તેમ થવામાં વિલંબના વધવા સાથે નિરાશા પણ વધતી ચાલી.

## મારી વાસના પૂરી કર

काय मी उद्धार पावेन । कृपा करील नारायण ॥
काय हें खडईल कर्म । पारुपतील धर्माधर्म ॥
काय स्थिर राहेल बुद्धि । काही अरिष्ठ न येल मधीं ॥
धरील तें जाईल सिद्धि । शेवट कधीं तो मज न कळे ॥
ऐसें पुण्य होईल गाठी । घालीन पायीं देवाचे मिठी ॥
मग ता कुरवाळील जगजेठी । दाटईन कंठी सद्गदित ॥
काय हे निवतील डोळे । मुख तें देखूनि सोहळे ॥
धचित कैसें न कळे । होतील डोहळे वासनेसी ॥
असी चिंता करी सदा सर्वकाळ । रात्रदिवस हेची तळमळ ॥
तुका म्हणे नाहीं आपुलें बळ । जेणें फळ पावेन निश्चयेसी ॥
ऐसें भाग्य कई लाहाता होईन । अवघें देखें जन ब्रह्मरूप ॥
मग तया सुखा अंत नाहीं पार । आनंदे सागर हेलावती ॥
शांति, क्षमा, दया मूर्तिमंत अंगीं । पराङ्मुख संगीं कामादिकां ॥
विवेकासहित वैराग्याचें बळ । धगधगितां ज्वाळ अग्नि जैसा ॥

भक्ति नवविधा भावशुद्ध यरी । अलंकारातरी मुकुट मणी ॥
तुका म्हणे माझी पुरवी वासना । कोण नारायणा तुजवीण ॥

सकळांचे समाधान । नव्हे देखिल्या वाचून ॥
रूप दाखवी रे आता । सहस्त्रभुजांच्या मंडिता ॥
शंख चक्र पद्म गदा । गरुडासहित ये गोविंदा ॥
तुका म्हणे कान्हा । भूक लागली नयना ॥

भाव यक्षे कैसा झालासी लहान । मागें सातीं ध्यान वर्णियेलें ॥
तें मज उचित करूनीया देवा । दावावा रुपा मायराया ॥
पाहोनीया डोळां बोलेन मी गोष्टी । आलिंगुनी मिठी देइन पायीं ॥
तुका म्हणे उत्कंठित हे वासना । पुरवी नारायणा आर्त माझें ॥

હવે તુકારામની પ્રભુને મળવા માટેની વધતી જતી ઉત્સુકતા, ભેટો ન થવાથી જણાતો તીવ્ર ઉદ્વેગ, પ્રભુના નિષ્ઠુરપણાની ચીઢ અને ખિજવાટ વગેરે ભાવનાઓનુ વિગત વાર વર્ણન, ઈશ્વરને ઉદ્દેશીને તુકારામે કરેલા સ્વગત ભાષણ ના રૂપે, કરવાનો પ્રયત્ન અહી કરવામા આવ્યો છે. પાછલા પ્રકરણમા આ જ સ્વગત ભાષણનો આધાર લીધો હતો. તુકારામ ઈશ્વરને કહે છે :

'નારાયણ ! મારુ મન ઉતાવળુ થઈ તારી રાહ જુએ છે તારા ચરણોનુ સ્મરણ થઈ એકસરખી તને મળવાની અધીરાઈ જાગી છે. હવે તુરત આવી મને ભેટ હે વિઠ્ઠલ ! તમે મને અપનાવ્યો નથી ત્યા સુધી ભક્તિને બહાને ભવનદી તરીને પાર જઈ શકાશે નહી. ભાગેલે તૂબડેથી કોણ તરી શકે ? લોકો મને ભક્ત કહે છે, પણ તારો પ્રેમ મારે વિષે નથી. પ્રભો ! મને શા માટે વ્યર્થ ચલિત કરે છે ?

પુણ્યશાળી ગોવાળિયાઓને તારા દર્શન થયા તે જ પ્રમાણે મને પણ થાય, એટલા માટે મારો જીવ તલસે છે.

તારાં દર્શનથી તારું ઉજ્જવળ મુખ જોનારાઓને મળતું સુખ કેવું હશે? તું આવીને મને, આલિંગન આપીશ એવું મને હંમેશાં લાગ્યા કરે છે.

क्षणक्षणा जीवा वाटतसे खंती । आठवती चित्तीं पाय देवा ॥
येईं वो, येईं वो, येईं लवलाहीं । आलिंगूनी बाहीं क्षेम देई ॥
उतावीळ मन पथ अवलोकी । आठवे ते चुकी काय झाली ॥
तुका म्हणे माझ्या जीवींच्या जीवना । घाली नारायणा उडी वेगीं ॥

नाहीं तुम्ही केला । अंगीकार तो विठ्ठला ॥
सोंगें न पवीजे थडी । माझी फुटकी सांगडी ॥
प्रेम नाहीं अंगीं । मलें म्हणवीलें जगीं ॥
तुका म्हणे देवा । मज वाया का चाळवा ॥

कैसा तू देखिला होसील गोपाळीं । पुण्यवंतीं डोळीं नारायणा ॥
तेणें लोभें जीव झालासे बराडी । आम्ही अशी जोडी कई लाभों ॥
असेल तें कैसें दर्शनाचें सुख । अनुभवें श्रीमुख अनुभविता ॥
तुका म्हणे वाटे देसी आलिंगन । अवस्था ते क्षणा होत असे ॥

## મને ભક્તોની પંક્તિમાં બેસાડ

શિષ્ટ પુરુષોને મળેલા સુખના અનુભવનું સ્મરણ થતાં તે સુખ મેળવવા માટે મારો જીવ તલસે છે. હવે મારા જીવનું બલિદાન લઈને મને સંતોની પાયરીએ લઈ જા. અનુભવ વિનાના માત્ર કોરા શબ્દો મારે મોઢે શા માટે બોલાવ્યા? ભલો! હવે હું નિર્વાણ ભણી વળ્યો છું. કાંઈ બાકી રાખતો નથી, ઉદ્ધવ અને અક્રૂર વગેરે ભક્તોને તેં દર્શન આપ્યાં છે તે જ પ્રમાણે મને તારા શ્રીમુખ અને ચરણોના દર્શન આપ. તે માટે મારું મન અધીરું થયું છે એટલા માટે મારા મનના કોડ પૂર્ણ કર. તારું શંખ-ચક્ર-ગદા

ધારણ કરેલું ચતુર્ભુજરૂપ સ્વપ્નમાંય મને કેમ દેખાતું નથી ? પ્રભો ! કાંઈ નહી તો, સ્વપ્નમા પણ મને દર્શન આપ.

येईल अतरा शिष्याचे अनुभव । तळमळें जीव तया सुखा ॥
आता माझा जीव घेऊनीया बळी । वैसराबें ओळी सताचीया ॥
विस्तारिली वाचा, फलेवीण वेल । कारडेच बाल फोस वाझे ॥
तुका म्हणे आलों निर्वाणाच वरी । राहो नेदी उरी नारायणा ॥

उद्धवअक्रूराशी । आणीक व्यासअवऱ्याशि ॥
रुकमागदप्रल्हादासी । दाविलें तें दासरा ॥
तरी मी पाहेन पाहेन । तुझे श्रीमुख चरण ॥
उतावीळ मन । तयाकारणें तेंथें ॥
तरी तू अनाथाचा दाता । मागतीया शरणागता ॥
तुका म्हणे आता । काइ पुरवी हे माझे ॥

स्वप्नीं ही तू कैसा न पडसी डोळा । सुदर सावळा घवघवीत ॥
चतुर्भुज रुळे माळा एकावळी । कस्तूरी निढळीं रेखियेली ॥
शख चक्र गदा रुळे वैजयती । कुडलें तळपतीं श्रवणीं दोन्हीं ॥
तुका म्हणे स्वप्नीं आता दावी पाय । पाडुरगे माय कृपावते ॥

તારા દર્શન થયા નથી, તારી કૃપા થઈ નથી તોપણ તે મારી કીર્તિ વધારી છે, પણ તે વ્યર્થ છે, તે તો તાવથી પીડાતા કોઈ દરદીને મિષ્ટાન્ન ખવડાવવા જેવું અથવા તો મડદાને શણગારવા જેવુ છે. તુ મારી આવી ફજેતી કેમ કરે છે ? પાડુરગ ! મારો પહેલાનો અનુભવ હવે મારામા રહ્યો હોય એમ લાગતુ નથી. નફો થવો તો બાજુએ રહ્યો પણ મૂડી જ ઘસાતી ચાલી છે. મને મોટાઈ મળવાના હેતુથી બીજાંઓના છિદ્ર શોધુ છુ, તેમને ખરુખોટુ કહુ છું. પ્રભો ! હવે મને તારા ચરણોમા કઈ રીતે સ્થાન મળશે

તે હું જાણતો નથી. પુરાણોમાની જ્ઞાનવાર્તાઓનો વિચાર કરતા મન બેચેન થાય છે. હું ઇંદ્રિયોના તડાકામા સપડાયો છું. વિષયોથી મારુ મન રંગાયું છે. હે અનત ! હવે જો તું મારો ત્યાગ કરીશ તો હું ક્યાયનોય નહી રહું.

पोटीं शाल अंगीं उठी चदनाची । आवडी मुरारीची कोण तया ॥
तैसें मज कां गा केलें पढरीराया । लौकिक हा वाया वाढवीला ॥
तुका म्हणे मढें शृगारिलें वरी । तेचि झाली परी मज देवा ॥
मागें जैसा होता अंगीं अनुभव । तैसा एक ठाव नाहीं आतां ॥
ऐसें ग्वाही मन माझें मजपाशीं । तुटी मुदलेसी दिसे पुढें ॥
पुढीलांचे मना आणी गुणदोष । पूज्य आपणास करावया ॥
आतां मी अनन्य येथें अधिकारी । होईन कोणेपरी नेणो देवा ॥
पुराणींचे अर्थ आणितां मनास । होय कासावीस जीव माझा ॥
इन्द्रियांचीं आम्हीं पागिलों अकितें । त्याचे रगीं चित्त रगलेसें ॥
तुका म्हणे जरी मोकलीसी आतां । तरी मी, अनंता वाया गेलों ॥

## ભક્તિનો ઢોંગ કરું છું; તારો પ્રેમ મારામાં નથી

હે નારાયણ ! હું મહાપાપી છુ. ચાકરીમા ગફલત કરનારો છુ. લોકો પાસેથી હું સેવા લઉ છુ. મને સજા કરો. મારુ અપમાન થવા દો. ઈશ્વરેય નહી, ને સસાર પણ નહી, એમ બન્ને પક્ષે ચોર થયો છુ. હું તારો દાસ કહેવાઉં છુ, પણ મારામા અદર અને બહાર, એ જુદા જુદા ભાવો છે, ઉપર ઉપરથી તો ગાઈ, નાચીને ભક્તિ કરવાનો ઢોગ કરુ છુ, પણ અત:કરણમા પ્રેમ નથી દભમા ડૂબી ગયો છુ. તને પ્રાપ્ત કરવાનુ રહસ્ય હું જાણી શકયો નથી. આયુષ્યરૂપી પૂજી માત્ર ઓછી ને ઓછી થતી જાય છે. આ દશામા તારા આધાર વિના આગળ બોલી શકાય

તેમ નથી. પ્રેમરસની ધારામાં વૃદ્ધિ થાય એવું કાંઈક કર. તારો પ્રેમ લગાડીને ભક્તિના ભાવની સીમાવૃદ્ધિ થવા દે. કોરા શબ્દોથી જ વાણીને મહત્તા આપીશ નહી. મારા પર તારી કૃપા થવા માટે હું તને વીનવુ છું.

पापाची मी रासी । सेवाचोर पायापाशीं ॥
करा दड, नारायणा, । माझ्या मनाची खडणा ॥
जना हातीं सेवा । घेतों लडपणें देवा ॥
तुझा ना ससार । तुका दोन्हींकडे चोर ॥

म्हणवितों दास त नाहीं करणीं । आत दोन्ही वरी मिन भाव ॥
गातों नाचतों तें दाखवितों जना । प्रेम, नारायणा, नाहीं अगीं ॥
पाविजे तें वर्म न कळे तें काहीं । बुडालों या डोहीं दमाचीया ॥
भाडवल कोठें हातोंहाती नेलें । माप या लागलें आयुष्यासी ॥

काहीं आधारावाचून । पुढे न चलें वचन ॥
वाढे असा रस । काहीं करावा सौरस ॥
भक्तिमाग्य सीमा । यावा जाडोनीया प्रेमा ॥
कोरड्या उत्तरीं । नको गौरवू वैरारीं ॥
करी विज्ञापना । तुका प्रसादाची दाना ॥

ઉપર ઉપરથી મે ઢોગ તો કર્યો છે, પણ અતરમા ત્યાગ ઉદ્‌ભવ્યો નથી. જાગૃત દશામાના અનુભવ સ્વપ્નાવસ્થામા ભૂલી જાઉ છુ. દુનિયાદારીમાથી બહાર પડ્યો નથી. પહેલાના જ વ્યવહાર કરતો રહ્યો છું, પણ મારા ગુણદોષ તું શું જોયા કરે છે! હુ પાપોનો પુજ છુ તેથી તું પાવન કરનારો છે માટે તારી સાથે મુજ અધમનો સંગ થયો છે. જોકે મે તો મારો પતિતપણાનો ધર્મ જાળવી રાખ્યો છે, પણ તારે તારો પાવન કરવાનો ધર્મ બજાવવાનો છે. મને

નષ્ટ થનારું દાન આપનાર દાતાનો શો ઉપકાર? રડતા બાળકને છોડી જનારી માતાની મહત્તા શી? પ્રભો! કીર્તિ વધારનારો ધર્મ એવો ગહન છે. તે કરવાથી જ તારી કીર્તિ વધશે. હે કૃપાવંત! તું યોગ્ય અને ઉચિત દાન આપનારો છે, તો પછી હુ હાક મારું છું ત્યારે મારી પાસે કેમ દોડી આવતો નથી? શું તારામાં બળ, બુદ્ધિ, શક્તિ–કાંઈ જ નથી કે? તુ વિશ્વભર છે તો પછી મારું અંતઃકરણ તારા વિના ખાલી કેમ છે?

नाहीं आलें भक्तिसुख अनुभवा । तो मी ज्ञान, देवा, काय सांगों ॥
नसावें, जी, तुम्ही काही निश्चिंतीनें । माझीया वचनें अमेदाच्या ॥
एकाएकीं मन नेदी समाधान । देखिल्या चरण वाचूनीयां ॥

सरें असें ज्याचें दान । त्याचे कोण उपकार ॥
नका वाढ्ढ असें काचें । देई वो साचें, विठ्ठला ॥
रडत मागें साडी पोर । ते काय थोर माउली ॥
तुका म्हणे कीर्ति वाढे । धर्म गाढे ते ऐसें ॥
उचिताचा दाता । कृपावंता तू अनंता ॥
का रे न घालिसी धाव । तुझे उच्चारिता नाव ॥
काय थळ युक्ति । नाहीं तुझे अगीं शक्ति ॥
तुका म्हणे तूं विश्वंभर । आस माझें कां अंतर ॥

હે પાડુરંગ! તું પતિતપાવન છે એમ મે લોકોને પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું છે તે શું ખોટું ઠરશે? મારી તે પ્રતિજ્ઞા સાચી કરી બતાવ. મારે બીજા કોની આગળ જઈ કાકલૂદી કરવી? હુ માત્ર તારા ચરણોને ઓળખું છું. હું ત્યા જ સુખી થઈશ. મારી ઇંદ્રિયોને જો મને વિષયોમાંથી પાછી વાળતાં આવડતી હોત તો, અને હુ તેના સકંજામાં ન સપડાયો

હોત તો તારો દાસ શા માટે કહેવડાવત ? નિરાંત જીવે બેસી રહ્યો હોત. ઇંદ્રિયોના ભયથી તારું શરણ ગ્રહ્યું, પણ તેં મારી આશા પાર ન પાડી. હવે તારી મોટાઈ ક્યાં રહી ? અગાઉ પોતાના તપના પ્રભાવથી ભક્તોનો ઉદ્ધાર થયો અને તેમના તપના ફળરૂપે તેં તેમને તાર્યા, એમાં તેમના પર કઈ કૃપા થઈ ? તારા તે અનન્ય ભક્ત હતા અને તેથી તું તેમનો અનન્ય થઈ રહ્યો. મારા જેવા નિષ્ફળતાને પામેલા કોને તેં તાર્યો છે ? 'પતિતપાવન' નામ પ્રમાણે તારાં કામ નથી, એ વાત ધ્યાનમાં રાખજે.

काय माझा पण होइल लटिका । ब्रीदावली लोका दाविली ते ॥
खरी करूनीया देई माझी आळी । येऊनी वुरवाळी, पाडुरंगे ॥
आणीक म्या कोणा म्हणवावें हातीं । नये काकुळती दुजीयासी ॥
तुका म्हणे मज येथेंची ओळखी । होईन तो सुखी पायापाशीं ॥
माझीं मज जातीं आवरलीं, देवा । नव्हता या गोवा इन्द्रियाचा ॥
कासया मी तुझा म्हणवीतों दास । असतो उदास सर्वभावें ॥
भयाचीये मेणें धरीयेली कास । न पुरतां आस काय थोरी ॥

× × ×

तरले ते मार्गें आपुलीया सत्ता । कमाई अनंता करूनीयां ॥
उसणें फडिता धर्म तथें कोण । त तुज अनन्य तुम्ही त्यासीं ॥
मज ऐसा कोण सागा वाया गेला । तो तुम्ही तारिला पाडुरंगा ॥
तुका म्हणे नामासारखी करणी । न देखेंची मनीं समजावें ॥

### કંગાળશો તોય હું તમને છોડનાર નથી

અમે ભક્તો જો કંગાલ અને લાચાર જણાઈશું તો વેદો ખોટા ઠરી લજવાશે. સંતોના વચનો નિષ્ફળ નીવડશે. વેદો અને સંતોએ જણાવ્યુ છે કે તું ભક્તોની વહારે ધાય છે

નષ્ટ થનારું દાન આપનાર દાતાનો શો ઉપકાર? રડતા બાળકને છોડી જનારી માતાની મહત્તા શી? પ્રભો! કીર્તિ વધારનારો ધર્મ એવો ગહન છે તે કરવાથી જ તારી કીર્તિ વધશે. હે કૃપાવંત! તું યોગ્ય અને ઉચિત દાન આપનારો છે, તો પછી હું હાક મારું છું ત્યારે મારી પાસે કેમ દોડી આવતો નથી? શું તારામાં બળ, બુદ્ધિ, શક્તિ—કાંઈ જ નથી કે? તું વિશ્વંભર છે તો પછી મારું અંતઃકરણ તારા વિના ખાલી કેમ છે?

नाहीं झालें भक्तिसुख अनुभवा । तो मा ज्ञान, देवा, काय सांगों ॥
नसावें, जी, तुम्हीं कांहीं निश्चितीनें । मज्याया वचनें अमेदाच्या ॥
एकाएकीं मन नदी समाधान । देखिल्या चरण वांचूनीया ॥

सरें असें ज्याचें दान । त्याचे कोण उपकार ॥
नका वाहू ऐसें कांचें । देई दो सांचें, विठ्ला ॥
रडत मागें सांडी पार । ते काय थोर माउला ॥
तुका म्हण कीर्ति वाढे । धर्म गाढ ते थैसे ॥
उचिताचा दाता । कृपावंता तू अनंता ॥
कां रे न धांवसी धाव । तुज उच्चारिता नाव ॥
काय बळ युक्ति । नाहीं तुजे अंगीं शक्ति ॥
तुका म्हणे तू विश्वंभर । ठास माझें कां अंतर ॥

હે પાંડુરંગ! તું પતિતપાવન છે એમ મેં લોકોને પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું છે તે શું ખોટું ઠરશે? મારી તે પ્રતિજ્ઞા સાચી કરી બતાવ. મારે બીજા કોની આગળ જઈ કાકલૂદી કરવી? હું માત્ર તારા ચરણોને ઓળખું છું. હું ત્યાં જ સુખી થઈશ. મારી ઇંદ્રિયોને જો મને વિષયોમાંથી પાછી વાળતાં આવડતી હોત તો, અને હું તેમના સકંજામાં ન સપડાયો

છેવ પણ મારે માટે એવી જ રીતે ખેંચાવો જોઈએ. મારી ટેક નિષ્ફળ નીવડી અને માત્ર શ્રમ જ ભાગે આવ્યો. પાંડુરંગ! તેં મારાં કયાં લાડ પૂર્યાં છે? મને કયો સંતોષ આપ્યો છે? સ્વપ્નમાંય તારા દર્શનની ઝાંખી થતી નથી. ચોખ્ખું કહેવામાં શી ફિકર છે? હવે તો ભક્ત કહેવડાવવામાં શરમ આવે છે. તું મારો ત્યાગ કરશે એવી હવે દહેશત રહે છે. તું અનાથનો નાથ છે એવી તારી કીર્તિ અને બિરદાવલી ગાને વધારી મૂકી છે? તું અનાથનો નાથ નથી, એવી હું દાંડી પીટીશ. પછી સંતોને કઈ રીતે મોઢું દેખાડીશ?

તે વાત ખોટી ઠરશે અને તારી સેવાનો સંપ્રદાય ભાંગી પડશે. પ્રભો! તમે અમને ભૂલી ગયા હશો પણ અમારા બકવાદના શ્રમને અમે ભૂલી ગયા નથી. પતિતપાવનનું બિરુદ તેં ધારણ કર્યું છે પણ તેવી તારી કરણી નથી, એનો શો જવાબ આપે છે? હું પૈસાનો લોભી નથી; તું ગમે તે બહાનેથી મને દૂર કરી શકનાર નથી. મારું અભિમાન અને મારા પ્રાણ તારા પરથી ઓવારી નાખીશ. તમે અમારાથી કંટાળો તોય અમે તમને છોડી શકીએ તેમ નથી. અમે અમારો જીવ તમને આપી દીધો છે. હવે સુખેથી અમારી પાછળ લાગો, તારું શરણ અમારે છોડવું નથી એવો અમારો દૃઢ નિશ્ચય છે.

लाजतीं पुराणें । वेदा येक्र पाहें उणें ॥
आम्ही नामाचे धारक । केविलवाणी दिसों रक ॥
बोलिलें तें सती । बोल वायावीण जाती ॥
तुका म्हणे देवा । रोकडी हे मांडे सेवा ॥

तुम्हा होईल देवा पडला विसर । आम्ही ते उत्तर यत्न केले ॥
पतितपावन ब्रीदें मिरविसी । याचा काय देसी झाडा, सांगे ॥
आहाच मी नव्हे अर्थाचें भुकेलें । मळत्या एका बोलें वारेन तें ॥
तुका म्हणे देह देईन सांडणें । सहित अभिमानें ओवाळूनी ॥

तुम्ही कंटाळला तरी । आम्हां न सोडणें हरी ॥
घेली जीवें साटीं । आतां सुखें लागा पाठीं ॥
तुका म्हणे टाय । न सांडणें हाचि भाव ॥

તમારે મારું રક્ષણ કરવાનું છે તેથી હું મારું બધું ભૂલી ગયો છું. તમારે લીધે સંબંધીનો ત્યાગ કરી લોકનિંદા વેઠી. હવે તમારે ઋણ અદા કરવું જોઈએ. તમારો

ચસકો શા માટે લગાડ્યો? લોકોના જીવ લેવાની તમારા સ્વરૂપની હલકાઈ તમને ખબર જ છે. એવો ચસકો લગાડીને દર્શન ન આપવાનું દુઃખ અમને દેવા માટે તેં આકાર જ શા માટે ધારણ કર્યો? શું કરું? જીવ બેચેન થઈને મૂંઝાય છે. ચેન પડતું નથી. બ્રહ્માંડ શૂન્ય–નિર્જન ભાસે છે. જીવ ગભરાય છે. શ્વાસ ભારે થાય છે. હે સઘળું જાણનારા પ્રભો! તારાં દર્શન આપી મને શાંત કર.

माझ्या वडिलांची मिरासी गा देवा । तुझी चरणसेवा, पांडुरंगा ॥
उपवास, पारणी राखिला दारवंटा । केला भोगवटा आम्हांसाठीं ॥
वंशपरंपरा दास मी अंकित । तुका मोकलीता लाज कोणा ॥
करावा कैवारा हें नव्हे उचित । आधींचि का प्रीत लावीयेली ॥
जाणतसां तुम्ही स्यांचें लाघव । आपुलाले जीव घेतें ऐसा ॥
काय म्हणवूनी आलेती आकारा । आम्हां उजगरा करावया ॥
काय करूं जीव होतो तगमगीस । कोंडलेंसें दिसे गमेचि ना ॥
पडिलें हें दिसे ब्रह्मांडची वोस । दाटोनी उस्वास राहतसे ॥
तुका म्हणे अगा सर्वजाणनीया । निश्चिंत काया नीववावी ॥

તારી ખાતર મેં મારો સંસાર બાળ્યો એ કેમ ભૂલી જાય છે?

હે પ્રભો! અમારા સંસારની અમે ધૂળધાણી કરી લઈ શા માટે એમાં અમે પૂળો મૂક્યો? સઘળી આશાઓ છોડી દઈ, ઉદાસપણે કોને માટે ફરીએ છીએ, એનો વિચાર તમે શા માટે કરતા નથી? મારા પ્રેમરસનો ભંગ તમારાથી કેમ કરાય છે? મે તમને દેહ અર્પ્યો છતાય મારી સૂગ ચડાવો છો? એ માટે તમને શરમ કેમ આવતી નથી? સંસારપ્રપંચમાંથી પાછું વળીને મારું મન તમારા ચરણોને માર્ગે નીકળ્યું છે, મારી એ બુદ્ધિ એ કે ભક્તિને સહાયક થઈ; પણ તમારી

કૃપા પ્રાપ્ત કરી લેવાનું બળ મારા અંગમાં ન હોવાથી નેત્રમાંથી અશ્રુ સરે છે અને હું તમારી રાહ જોઉં છું. પવનને જ તમારે વિષે પૂછું છું. હવે મને ભવનદી પાર કરાવવા માટે જલદી આવ. મારાં હથિયાર હેઠાં પડ્યાં છે. હવે તું જ કૃપા કર. અમીનજરે મારા ભણી જોઈ મારું હૈયું ટાઢું કર; મને ઉપાડીને મારી ભૂખ-તરસ વિષે મને પૂછ-હડપચી ઝાલીને મારી સમજૂતી કર. મારી આંખ ઉઘાડ. તારાં પીતાંબરથી મારું મોઢું લૂછ.

कशासाठीं आम्ही जाळिला ससार । न करा विचार ऐसा देवा ॥
कैसे नेणों तुम्हां करवते उदास । माझा प्रेमरस भंगावया ॥
समर्पूनी ठेलो देह हा सकळ । धरितां विटाळ न लजा माझा ॥
तुका म्हणे अवघी मोकलिली आस । फिरतों उदास कोणासाठीं ॥
धरूनीयां सोइ परतलें मन । अनुलक्षीं चरण करूनीयां ॥
बुद्धि झाली साह्य, परी नाहीं बळ । अवलोकितो जळ वाहे नेत्रीं ॥
दिशेन्या करितो वारियासी मात । जोडोनिया हात वाट पाहे ॥
तुका म्हणे वेग करावा सत्वर । पाववया तीर भवनदीचे ॥
भागलों मी आतां आपुल्या स्वभावें । कृपा करोनि देवें आश्वासीजे ॥
अमृताची दृष्टि घालूनियां वरी । शीतळ हा करी जीव माझा ॥
घेईं उचलोनी पुसे तानभूक । पुसी माझें मुख पीतांबरें ॥
बुझावूनी माझी धरी हनुवटी । ओवाळूनी दिठी करूनी सांडी ॥

તે કલ્યાણકારી દિવસ હું ક્યારે જોઈશ? આયુષ્યની છેલ્લી ઘડીએ પણ તારાં દર્શન થવાથી હું તરી જઈશ. મારાં પ્રારબ્ધકર્મો બળી જાય એ હેતુથી હું ઉતાવળો થયો છું. મનમાં અનેક પ્રકારના વિકારોના તરંગો ઊઠવાથી હું દુઃખી થઈને તને કરગરું છું. હજી કેટલી કસોટી કરવી છે? તારી

કૃપા થઈ હોત તો અમારાં સુખો દીન ન દેખાતાં તેજસ્વી દેખાયાં હોત. અને મુખ પર તેજસ્વિતા દેખાય એ જ તારી કૃપા થયાની એંધાણી. પ્રીતિના શબ્દો નિષ્ફળ જતા નથી. સત્ય પરખાઈ આવે છે. તેનું પરિણામ ચોખ્ખું દેખાય છે. ઉપવાસને અંતે માણસ જેવી ઉત્કંઠા અને પ્રેમથી ભોજનને ભેટે છે તેવી જ રીતે મને તારા ચરણો સાથે ભેટવા દે. ઘણા દિવસોના વિરહ પછી મા–દીકરાનો ભેટો થતાં તેમના હૈયામાં જેવો પ્રેમ ઊભરાય છે તેવો પ્રેમ મારામાં આવવા દે. નારાયણ! મુજ દાસની એ અભિલાષા પૂર્ણ કર.

कई तो दिवस देखेन मी डोळा । कल्याण मगळामगळाचें ॥
आयुष्या शेवटीं पायासवें भेटी । काळवेळ तुटी झाल्या तरे ॥
सरो हें सचित पदरीचा गोवा । उतावीळ देवा मन झालें ॥
पाऊल पाउलीं करिता विचार । अनत विचार चित्ताअगीं ॥
म्हणवुनी भयाभीत होतों जीव । भारीतसे कींव अट्टाहासें ॥
दुःखान्या उत्तरीं आळविले पाय । पाहणें तो काय अजुनी अन ॥

नसतों केविलवाणें । काहीं तुमच्या कृपादानें ॥
हेचि तयाचि ओळखी । घाले टवटवीत मुखीं ॥
वाया जात नाहीं । वचन प्रीतिचें तें काहीं ॥
तुका म्हणे देवा । सत्य येतें अनुभवा ॥

उपासाशेवटीं अन्नासवें भेटी । तैसी माझी मिठी पडो पायीं ॥
पुरवी वासना साच सर्वजाणा । आम्हां, नारायणा, अंकितांची ॥
बहु दिसां पुत्रा मातेसवें भेटी । तैसा दाटो पोटीं प्रेम उभड ॥

### કૃપા વરસાવ, જીવ તરસ્યો થયો છે

તારી રાહ જોતાં મારી આંખો થાકી. તું મારી મા છે તો પછી તેં મારો ત્યાગ કેમ કર્યો? મને કોને આશરે

છોડ્યો ? આપનું મન મારે વિષે કઠોર શાથી થયું ? હે પાંડુરંગ ! તને આલિંગન આપવા માટે મારા હાથો ઉત્સુક થયા છે. તારાં દર્શન થવા માટે શો ઉપાય કરું ? દેહને કરવત પર કે અગ્નિમાં નાખું ? અન્નત્યાગ કરી ઉપવાસ કરું ? જીવ કાઢી નાખું ? કહે ! શું કરું ? હું તરસ્યો થયો છું. મારા પર તારી કૃપાનો વરસાદ વરસાવ. મેં આકાશ ભણી મીટ માંડી છે. તમારી કૃપા થવાથી જ મારા પ્રેમનો અંકુર વધવા માંડશે.

वाटुलीं पाहतां शिणले डोळुले । दाविसी पाउलें कैं वो डोळां ॥
तू माय माउली कृपेची साउली । विठ्ठला पाहिली वास तूझी ॥
कां वा मोकलीलें, कोणा निरविलें । कठीण कैसें झालें हृदय तुझें ॥
तुका म्हणे माझ्या आसावल्या बाह्या । तुज क्षेम द्याया पांडुरंगा ॥
काय देह घालूं करवतीं कर्मरीं । टाकूं भीतरीं अग्नीमाजी ॥
काय त्यजूं अन्न करूनी उपवास । काय करू नाश आयुष्याचा ॥
तुका म्हणे काय करावा उपाय । ऐसा देईं भाव पांडुरंगा ॥
करावा वर्षाव । तृषाक्रांत झाला जीव ॥
पाहे आकाशाची वास । जाणता तू जगदीश ॥
सर्वांगें विस्तार । वाढी लागे तो अङ्कुर ॥

તારા વિના મને સઘળી દિશાઓ શૂન્ય ભાસે છે. સઘળે ભયંકરતા લાગે છે. આવા અરણ્યમાં કોઈ મિત્ર નથી. કામક્રોધાદિ હિંસક પ્રાણીઓનાં ટોળાં ફરતા દેખાય છે, એટલે ધીરજ રહેતી નથી. આગળ અંધકાર છવાયો છે, માર્ગ દેખાતો નથી. શરીરે કાંટા ભોંકાશે એમ લાગે છે. એકલો છું, કોઈની સોબત નથી. અનેક કેડીઓ ફંટાયેલી દેખાય છે. પગલું મૂકવા માટે સરખી જગ્યા નથી, હવે શું કરું ? તારે માટે મારો જીવ ઘેલો થઈને ચારે દિશાઓમાં ડાફોડિયાં મારે છે. કાનોએ તારી મહત્તા સાંભળેલી હોવાથી

તારું સ્વરૂપ જોવા માટે મારાં નેત્રો ઉત્કંઠિત થયાં છે. પ્રાણ વિકળ બની બેચેન થાય છે. તારા ચરણ પામવા માટે હવે કયો ઉપાય છે? તારા દર્શનની તરસથી મેં તારી ઘણી આજીજી કરી. એવી કાકલૂદીથી જ અનેક સંતોને તારા સ્વરૂપની પ્રાપ્તિ થઈ છે. પણ મારાં પાપો તે યોગ આવવા દેતાં નથી. હું વેઠની ભક્તિ કરું છું. ચિત્તને સંતોષ નથી. પાંડુરંગ! હવે મને ક્યારે વિશ્રાંતિ આપીશ?

ओस झाल्या दिशा मज भिंगुल्वाणें । जीवलग नेणें मज कोणी ॥
भय वाटे, देखें श्वापदाचे मार । नव्हे मज धीर पाडुरंगा ॥
अन्धकार पुढें न चलवे वाट । लागतील खुंट काटे अंगा ॥
एकला नि संग फाकली मारग । भितो, नव्हे लाग चालावया ।

× × ×

तुजलागीं माझा जीव झाला पिसा । अवलोकितों दिशा, पांडुरंगा ॥
आइकलें कानीं ते रुप लोचन । देखावया सीण करीताती ॥
प्राण हा विकळ होय कासावीस । जीवनावीण मत्स्य तयापरी ॥
तुका म्हणे आता कोण तो उपाय । करूं तुझे पाय आतुडे तो ॥
तळमळे चित्त दर्शनाची आसा । बहु जगदीशा करुणा केली ॥
वचनींच धत पावले स्वरुप । माझें नेदी पाप याग येऊं ॥
वेठीऐसा करीं भक्तिचेनभाव । न पवेचि जीव समाधान ॥
तुका म्हणे कईं देसील विसांवा । पांडुरंगे, धांवा चेतें मन ॥

તમારી મારી માયેની મુલાકાતની આડે કાળ કાં આવ્યો? મને દર્શન આપવા માટે તમને શો વિચાર થઈ પડ્યો? કયું સંકટ આવી પડ્યું? મનમાં શું દ્વૈતભાવ ધારણ કર્યો છે? શું દર્શન આપવા જેવું લાગતું નથી? મારાં પાપો બળવાન થયાં છે કે તું દુર્બળ થયો છે? મા, વિઠ્ઠલ! હું ઘણો દુઃખી થઈ ગયો છું. પ્રેમભર્યાં નેત્રે મારા ભણી જો. મને તારાં સ્તનપાન કરવાની ઇચ્છા છે. આ અલંકારની

ભાષા નથી, પણ સાચો ભાવ છે; એટલા માટે આ શબ્દો બોલું છું. ઉપર ઉપરથી કવિત્વ દેખાડવા માટે રમૂજ ખાતર બોલતો નથી. મારો જીવ કર્તવ્યના ભારથી થાકેલો છે, તેથી જ આજીજી કરી તારી દયાની ભીખ માગું છું. હું તમારા આંગણામા દંડવત્ પ્રણામ કરતો ગબડી પડ્યો છું. મારા પર તમારા ચરણોનુ ઉદક છાંટો, જેથી મારો તપ્ત દેહ શીતલ થશે.

का हो येथें काळ आला आम्हा आड । तुम्हापाशीं नाड करावया ॥
का हो विचाराचें पडलें साकडें । ऐसें काय कोडें उपजलें ॥
का हो उपजेना द्यावी ऐसी भेटी । काय द्वेत पोटीं धरिलें, देवा ॥
पाप फार किंवा झालासी दुर्बळ । मागिले तें बळ नाहीं आता ॥

×　　×　　×

पाहे मजकडे भरोनीया दृष्टि । बहुत हिंपुटी झालों देवा ॥
करावेस वाटे जीवा स्तनपान । नव्हे हें वचन शृंगारीक ॥
सत्यासाठीं माझी शब्दविवचना । जोडिल्या वचनाचें हें नव्हे ॥
तुका म्हणे माझी कळवळ्याची कींव । भागलासें जीव कर्तव्यानें ॥
घालूनी लोळणीं पडलों अगणीं । सिंचा सिंचवणी तीर्थ वरी ॥
वोल्हावेल तनू होईल शीतळ । जाली हळहळ बाहु तापें ॥*

### વિઠ્ઠલ ! હે વિઠ્ઠલ ! હવે દોડી આવ

વિઠ્ઠલ ! હે વિઠ્ઠલ ! હવે દોડી આવ, એટલુ બધુ મોડું શું કામ કર્યું ? તને વિનવતા મારો સાદ ફાટી ગયો. ભયકર ચિતાના આ ઘોર વનમા હું ફસાયો છુ. જીવ ઘણો દુઃખી થયો છે. તમે મને આઘો રાખો છો એમ ભાસે છે. મારે વિષે કૃપાવત કેમ થતા નથી ? મૌન સેવીને તું મારી મશ્કરી કરે છે. ખરેખર તુ નીચ છે. તને ભેટવા માટે મારો જીવ, કલાડામાં શેકાતી ધાણીની જેમ ફૂટે છે. મા ! હવે દોડતી આવ. શાની રાહ જુએ છે ? તારા વિયોગથી પીડાઉ છુ. ઉકળાટ ઘણો વધી પડ્યો છે તે શાંત

૪૨. તારા ચરણો પર હું ક્યારે માથું ટેકવીશ?

येई गा विठ्ठला, येई गा विठ्ठला । प्राण हा फुटला आळवीतां ॥
पडियेलों वनीं थोर चिंतवनीं । उशीर कां अजुनी लावीयेला ॥
तुका म्हणे बहु खंती वाटे जीवां । धरियेलें देवा दुरी दिसें ॥

विठ्ठला विठ्ठला । कठ आळविता फुटला ॥
कां रे कृपाळू न होसी । काय झालें मजविशी ॥
तुका म्हणे नष्टा । अबोलण्या तुझ्या चेष्टा ॥

×　×　×

तळमळी चित्त घातलें खापरी । फुटतसे परी लाह्याचीयां ॥

×　×　×

धाव घाली आई । आता पाहतेसी काई ॥
धीर नाहीं माझें पोटीं । झालों वियोगें हिंपुटी ॥
करावें शीतळ । बहु झाली हळहळ ॥
तुका म्हणे डोई । कधीं ठेवीन हे पायीं ॥

દયાળુ સંતો! તમને ખબર હોય તો કહો કે વિઠ્ઠલ કયા ગામમાં છે. જે કોઈ મને પાંડુરંગ દેખાડે તેને હું મારો જીવ અર્પણ કરું. તેના ગુણ અને રૂપનું વર્ણન કરનારા સંતોને આલિંગન આપતા મને આનંદ થાય છે. તેનો ભેટો થતો નથી તેથી ગાય વાછરડાનો વિયોગ થવા જેવું દુઃખ મને હરઘડી થાય છે. ઈશ્વર મારા પર કૃપા કરી મારી લાજ રાખશે કે? એ જ વાત, મને જે કોઈ પણ મળે તેને, પૂછવાની ઇચ્છા થાય છે. એ કહેનારો કોઈ મળશે કે કેમ, એની ચિંતા મને થયા કરે છે. નાશવંત શરીર ઘડીભરમાં નાશ પામશે. ગોપીનાથ મને કેમ મુલાકાત આપતો નથી. દયાના સાગર જેવા સંતો! તમે તો ઈશ્વરને ખબર આપો કે, 'તુકા અનાથ અને અજ્ઞાન છે, તેનું કોઈ નથી, તેને

તમારા ચરણોમા સ્થાન આપો.' તમે મને તેના ચરણોમા મૂકી દો એટલે તે મારું રક્ષણ કરશે.

कोणें गावीं आहे सांगा हा विठ्ठला । जरी ठावा असेल तुम्हा कोणा ॥
गुणरूप याचें वानीता या संता । मज क्षेम देतां सुख वाटें ॥
सर्वस्वें हा जीव ठेवीन चरणीं । पांडुरंग कोणी दावी तया ॥
तुका म्हणे गाईवरसा तडातोडी । तैसी जाते घडी एकी मज ॥

पुसावेसें हेंचि वाटें । जें जें भेटें तयासी ॥
देव कृपा करील मज । काय लाज राखील ॥
तुका म्हणे चिंता वाटे । कोण भेटे सांगेसा ॥

जायाचें शरीर जाईल क्षणांत । का हा गोपीनाथ पावेचीना ॥
तुम्ही सत सारे कृपेचे सागर । निरोप हा फार सांगा देवा ॥
अनाथ अज्ञान कोणी नाहीं याला । पायांपें विठ्ठला ठेवी मज ॥
तुका म्हणे ऐसी करा निरवण । मग तो रक्षण करील माझें ॥

હે વિશ્વના જીવન! મૌન કેમ રાખ્યુ છે? મારા સચિત, પૂર્વપુણ્ય, સત્કર્મ, સ્વધર્મ, નિત્યનિયમ વગેરે બધુ તું જ છે. તારા કૃપાવચનોની હુ રાહ જોઈ રહ્યો છુ. દયાનો વરસાદ વરસાવતા કાઈ જવાબ આપ.

તારી કૃપા નથી. તારો ભેટો થતો નથી, તો પછી મારી જાતને ભક્ત કહેવડાવી દુનિયાને બનાવતા રહી પેટ ભર્યા કરવુ કે? અક્ષરો ગોઠવ્યા કરી કવિતાઓ કર્યા કરવી? ભક્તિની ગુજરી ભરી પોતાનો ઘાત કરી લેવો કે? અરે! એ સિવાય મારા ભાગ્યમા બીજુ કાઈ જ નથી કે? એમ હોય, તો એ પણ એકવાર કહી નાખ, મારો જીવ બેચેન બને છે.

मौन कां धरिलें जीवाच्या जीवना । उत्तर वचना देई माझ्या ॥
तू माझें संचित तूंचि पूर्वपुण्य । तू माझें प्राचीन पांडुरंगा ॥

तूं माझें सत्कर्म तू माझा स्वधर्म । तूंचि नित्यनेम नारायणा ॥
कृपावचनाची वाट पाहतसें । करुणावोरसें बोला कांहीं ॥

×　　　　×　　　　×

काय आम्ही आतां पोटची भरावें । जग चाळवावें भक्त म्हूण ॥
ऐसा तरी एक सांगा जी विचार । बहु होतो फार कासावीस ॥
काय कवित्वाची घालूनीयां रुढी । करूं जोडाजोडी अक्षरांची ॥
तुका म्हणे काय गुंपोनी दुकान । राहों नारायणा करोनि घात ॥

### તારી પાછળ લાગવાથી નાશ થયો

હવે તને છોડી દઉં તો બધી રીતે ડૂબી ગયા જેવું થાય. સગાંવહાલાંએ મારો ત્યાગ કર્યો છે. લોકોમાં મારી ફજેતી થઈને હું નફ્ફટ ઠર્યો. મેં જાતે જ મારો ફજેતો કરી લીધો, કોઈની આગળ જવા જેવું મોઢું રહ્યું નથી. તારે ભક્તો ઘણા એટલે તારી પાસે પણ આશરો નથી. જ્યાં જાઉં છું ત્યાંથી પગ પાછો પડે છે; લાભ ક્યાંય નથી. મારું નસીબ સારું હોત તો આવું દુઃખ જ કેમ પડત? તમે પણ મને અપનાવતા નથી. આ બાજુ મારી દુનિયાય ડૂબી ગઈ છે. દુઃખ ભોગવવાનું કર્મમાં આવ્યું; કાલાત્મા ભગવાને આયુષ્યનું માપ કાઢી જ રાખ્યું છે. હે પ્રભો! ક્યાંથી તમારી વડાઈ સાંભળી તમારી પાછળ લાગ્યો, કોને ખબર! નહિ તો આમ બધી રીતે ડૂલ ના થઈ જાત.

आतां सांडूं तरी हातीं न पडरी । सर्वविशीं मोकलीलों ॥
अनाचारा मध्यें उघडा पातक । झालों निराश्रया म्हणऊनी ॥
कोणाचीया दारां जावेंनामें झालें । म्यांच विटंबिलें आपणांसी ॥

×　　　　×　　　　×

जेथें जातों तेथें पडों मरोनिया । न देखिजे ठावो लाभ कांहीं ॥
कपाळाची रेखा असती उत्तम । तरी कां हा श्रम पावतों मी ॥

भोग तव झाला खरा भोगावा तो । भांडवल नेतो आयुष्य काळ ॥
कोठें तुझी कीर्ति आईकली देवा । मुक्तीं का जीवा तुका म्हणे ॥

મારી જાતને, 'તારો છું' એમ કહેવડાવ્યાથી મેં શું શું ગુમાવ્યું એ વિષેનાં તારાં વખાણ સાંભળ. મારી દુનિયાદારી મેં ફના કરી નાખી. કુટુંબની માયામમતા છોડી, ધનને માટીના ઢેફા જેમ તુચ્છ ગણ્યું, પોતાનું કે પારકું જાણ્યું નહીં, વધુ શું કહું! દેહ ઉપર પણ ઉદાર થયો; પણ હવે તારો તોટો પડવાથી હું ઉઘાડો પડી ગયો. તારે નાદે લાગવાથી ક્યાંયનો ન રહ્યો. સંસાર છોડ્યો, ઊઠવા–બેસવાનું ઠેકાણું ગુમાવી બેઠો. હવે મને તારાથી વેગળો કરીશ નહીં. હલકા ધણીના દાસ થવા કરતાં મરવું સારું! સમર્થનું કૂતરું થવું સારું. આમ બોલવાનું મને કેમ સૂઝ્યું તેનો, હે પ્રભો! તમે જ વિચાર કરી જુઓને!

तुझे म्हणविता काय नाश झाला । अंकें वा विक्रो कीर्ति तुझी ।
सपूर्ळी ससार केला देशधडी । साडिली आवडी ममतेची ॥
मृत्तिका पाषाण तैसें केलें धव । आपलें तें काय पर नेणों ॥
तुका म्हणे झालों देहासी उदार । आणीक विचार काय तेथें ॥

झालीं ताडातोडी । अवघी पडलों उघडी ॥
नव्हों कोणाचीं त काहा । तुझें भरलीया वाहीं ॥
पाहपला संसार । मोडली बैसण्याची थार ॥
आता म्हणे तुका । देवा अंतरें राखों नका ॥

धिक जिणें त्याचा स्वामी हीनवर । मरण तें वरें भलें मग ॥
देशोदेशीं धाक जयाच्या उत्तरें । तयाचें कुतरें परि भलें ॥
तुका म्हणे हें वा सुचलें उत्तर । जाणोनी अतर ओळखावें ॥

તેં મારી પ્રીતિનો ભંગ કર્યો, હવે તને ખુલ્લો કરીશ

જાતે દુઃખ વેઠીને અમે ભક્તોએ તારી કીર્તિ વધારી. તને નિર્ગુણને દેવ તરીકે કોઈ ઓળખતું નહોતું. અમે તને

જો તું મને નિરાશ કરીશ તો હું લોકોમા ચાડી ખાઈને તારી કીર્તિનો નાશ કરીશ. તારું નામ લેવાનો નથી. તારું કુળ ડુબાડીશ. તારા જેવા સમર્થને પેટે અમારા જેવાનો જન્મ થવાથી તારા નામનો ફજેતો થયો છે. હવે જીવવું જ નકામું છે.

कळों आलें ऐसें आतां । नाहीं सत्ता तुम्हांसी ॥
तरीं वीर्य नाहीं नामा । जातो प्रेमा खडत ॥
आड ऐसें येतें पाप । वाढे ताप आगळा ॥
तुका म्हणे गुणें झाला । हा विठ्ठल शक्तिहीन ॥
करूनी चाहाडी । अवघी बुडवीन जोडी ॥
जरी होऊनी उदास । माझी बुडविसी आस ॥
येथें न करी काम । बुरे नेघें तुझें नाम ॥
तुका म्हणे कुळ । तुझें बुडवीन समूळ ॥
समर्थाचे पोटीं । आम्ही जन्मलों करंटीं ॥
ऐसी झाली जगीं कीर्ती । तुझ्या नामाची फजीती ॥
तुका म्हणे जिणें । आतां खोटें जीवपणें ॥

## તું ભિખારી છે છતાં તેં વૈભવનો ઢોંગ આદર્યો છે

જો કે બોલવું ઉચિત નથી, પણ મોકો હોવાથી બોલવું પડે છે. બધી દુનિયા તારા નામની બૂમ મારે છે. તું ભિખારી છે, ભક્તવત્સલ, ઉદારોનો રાજા વગેરે કેવળ ઢોંગ છે. અમે નિર્લજ્જ હોવાથી ધીર ધરી તારો આધાર માનીએ છીએ; પણ એ આધાર સાચો ઠરતો નથી. મારી સેવા લે છે, પણ કૃપા કરવાની તો વાત જ કરતો નથી. એ શું તને શોભે છે કે? મને દીનનો પણ દીન શા માટે કર્યો? તારી શક્તિ જતી રહી છે કે શું? મારા અભંગોમાં કે કીર્તનોમાં તારા પ્રેમની મધુરતા વર્ણવું છું તેનો મને અનુભવ થયો નથી. તારો દાસ કહેવડાવવામાં મને શરમ લાગવા માંડી છે. એ

વાત હું વિનોદ ખાતર બોલતો નથી. આ મારા શબ્દોને મશ્કરી માનીશ નહી; જીવ ઉપર આવીને બોલુ છું. તે ભક્તોને આપેલું દુઃખ જોઈ મારું મન કકળી ઊઠયું છે. વેઠાયુ ત્યાં સુધી વેઠયું; પણ હવે જો, હે પ્રભો ! આવો ને આવો મને અહીયા રાખશો તો તમને ભક્તોના સોગંદ છે.

न बोलावें परी पडला प्रसग । हाकारिते जग तुझ्या नावें ॥
लटिकेंचि सोंग माडिला पसारा । भिकारी तू खरा कळों आलें ॥
निलाजरी आम्ही करोनीया धीर । राहिलों आधार धरोनीया ॥
तुका म्हणे काहीं न बोलसी देवा । उचित हे सेवा घेसो माझी ॥

का गा केविलवाणा केलों दीनाचा दीन ॥
काय तुझी हीन शक्ति झालीसी दिसे ॥
लाज येते मना तुझा म्हणविता दास ॥
गोडी नाहीं रस बोललिया सारखी ॥
लाजविली मागें सताची उखरें ॥
कणों येतें खोंर दुजें एकावल्नी ॥
बोलतों निष्ठुरें । नव्हतों सलगीची उत्तरें ॥
माझें सतापलें मन । परपीडा अैकोन ॥
अंगावरी आलें । तोंवरी जाईल सोसिलें ॥
तुज भक्ताचि आण देवा । जरी तुका येथें ठेवा ॥

હશે, તારી આગળ હવે કેટલું બોલવું ? મારું નસીબ જોરાવર, કે તું મારી આગળ નબળો ઠર્યો, એ વાત ખરી. હવે 'ભક્તોના સમર્થ રક્ષક,' 'પતિતપાવન' વગેરે તેં ધારણ કરેલાં બિરુદો, હુ તારી પાસેથી છોડાવીશ. દેવ ખોટો છે, ઈશ્વર છે જ નહીં એવું પણ હવે તો મને લાગવા માંડયું છે, તારા અસ્તિત્વ વિષે સંશય પેદા થવા લાગ્યો છે. તારી સેવા કરીને, તું નથી જ એવો મને અનુભવ થાય છે. ઈશ્વર ઘણો ચંચળ હોવાથી તે કયાય મળતો નથી. અમને લોકો ઠગે

છે; અમારો પિતા નારાયણ શું ત્યારે મરી ગયો કે? અમે બાળકો, નિરાધાર થયા. લોકોથી અમારે બીવું પડે એ માટે શું દેવને લાજ નથી આવતી? હાં, આખું જગત ઈશ્વરરહિત થઈ ગયુ છે, એ જ સાચું.

असो, आता किती । तुज यावें काकुळती ॥
माझें प्रारब्ध हें गाढें । तू बापुडें तयापुढें ॥
सोडवीन आता । ब्रीदें तुझीं पंढरीनाथा ॥
लटिका देव म्हणता ऐसा । सदेहसा वाटत असे ॥
ऐसें आलें अनुभवा । मजही सेवा करिता ॥
तुका म्हणे ताळी नाहीं । एके ठायीं चपळत्वें ॥
आम्हां गांजी जन । तरी का मेला नारायण ॥
झालों पोरटीं निटलें । ठाव नाहीं थुड आलें ॥
आम्ही जना भ्यावें । तरि कां न लाजिजे देवें ॥
तुका म्हणे देश । झाला देवाविण ओस ॥

ઈશ્વરદર્શન

મારી નજરે તો દેવ મરી પરવાર્યો છે, પછી જેની ખાતર તે હોય તેને મુબારક. મારી સાથેનો તેનો સંબંધ તૂટી ગયો છે. હું હવે તેનું નામ પણ લેવાનો નથી. તેનાં વખાણ અને વગોવણી પણ ખુબ કર્યાં. હવે નિરાંતે બેસી રહીશ. અત્યાર સુધી ભક્તિમાં વ્યર્થ જન્મારો ગુમાવ્યો. હવે જીવતા રહીનેય શું કરવું છે? વળી મારા નસીબ આગળ દેવ પણ શું કરવાનો છે? મારું જીવન શરમભર્યું થઈ પડયું છે. પ્રભો! તું પતિતપાવન છે, એ આશાને વળગી રહ્યો; પણ તું નિષ્ઠુર થયો છે. હવે મને કોણ અપનાવશે? તેં મને નિરાશ કર્યો; તેથી હવે મારો જીવ કાઢી નાખીને

તને હત્યા ચોંટાડીશ.'

माझे लेखीं देव मेला । असा त्याला असेल ॥
गोष्टी न करीं नाद नेघें । गेलो दोघे खडोनी ॥
स्तुति समवेत निंदा । केला धदा उदंड ॥
तुका म्हणे निवांत ठेलो । वंचित आलों जीवित्व ॥

कळलें माझा तुज नव्हे रे आठव । काय काज जीव ठेवूं आता ॥
तू काय करिसी माझीय संचिता । मिग् हें अनंता झालें जिणें ॥
पतितपावन राहिलें ये आशा । आइकोनी ठसा कीर्ति तुझी ॥
तुका म्हणे माझी माडिली निरास । करितो जीवा नाश तुजसाठीं ॥

આ પ્રમાણે આપણે આપણા અસીમ પ્રયત્નો કામે લગાડ્યા; ઈશ્વર ખાતર પોતાનું જીવન ધૂળધાણી કર્યું; પોતાનો જીવ તેને ચરણે ધર્યો, પ્રભુને કાકલૂદીભરી વિનતિ કરી; નિષ્ઠુરપણે તેને વગોવ્યો, છતાય તે દર્શન દેતો નથી, કૃપા કરતો નથી એવુ જોઈ ને તુકારામને જીવન શરમભર્યું અને નિરર્થક જણાવા લાગ્યુ અને છેવટે પોતાનો જીવ કાઢી નાખી દેવને હત્યા ચોટાડવા સુધીની ભયંકર નિરાશાએ, તેમનું અંતઃકરણ હડપી લીધુ.

'ઈશ્વરદર્શન ન થવાથી જીવવુ નિરર્થક છે!' એવી ભાવના કરતા બીજી અનન્યપણાની ભાવના તે કઈ? એવી અનન્યતા પેદા થયા પછી દેહભાવ પૂર્ણપણે આથમી જતા દેવની કૃપા થાય છે એવો પોતાનો અનુભવ અનેક સંતોએ જણાવ્યો છે, 'દયાભરી નજરે જોનારો રામ પોતાના ભક્તોની ઉપેક્ષા કરતો નથી' એવો અનુભવ તુકારામને પણ આ વખતે થયો. પોતાને તેમના દર્શન થવાથી પાપ, તાપ, દૈન્યનો નાશ થઈ પરમાનદ થવાની કૃતાર્થતાનું વર્ણન કર

નારા તેમના સેંકડો અભંગો છે. તેમાંના એકનો અહીં ઉલ્લેખ કરીને આ પ્રકરણ પૂરું કરીશું. 'સાક્ષાત્કાર' એ વિષયનો વિશદ વિચાર આગલા પ્રકરણમાં કરવાનો છે.

નિશાની રાત્રિનું ઘોર અંધારું નાશ પામી સાક્ષાત્કારના સૂર્યનો ઉદય થવા વિષે તુકારામ કહે છે: 'આ ઉદ્યમ ઘણો સારો થયો; ઇચ્છિત પદ મને પ્રાપ્ત થયું; ઈશ્વરના ચરણોમાં દૃઢભાવ રહેવાથી જીવને વિસામો મળ્યો. પ્રભો! તારાં દર્શન થવાથી થાક મટી જઈ જન્મમરણની ઘટમાળ પણ પૂરી થઈ. આ ઠેકાણે પહોંચ્યો તે ઠીક થયું. કાયપરિવર્તન થયું, બ્રહ્મભાવ ઊભટ્યો. અમૂર્તમૂર્તિ મધુસૂદનના ચરણો દીઠા. એ અવિનાશી આનંદમયઘન છે. તે ક્યારેય ખૂટતું નથી, આ ઘણી જૂની થાપણ અજ્ઞાનને લીધે ગુમાવાઈ ગઈ હતી તે પ્રાપ્ત થઈ છે. પ્રાણ જાય તોપણ હું હવે તે છોડનાર નથી.'

बरवा झाला वेवसाव । पावलो चिंतिलाचि ठाव ।
दृढ पायीं राहिला भाव । पावला जीव विश्रांति ॥
बरवा फळला शकुन । अवघा निवारीला शीण ॥
तुमचे झालीया दर्शन । जन्ममरण नाहीं आतां ॥
बरवें झालें आलों या ठायां । होतें संचित ठायींचा पाया ॥
देहभाव पालटली काया । पडली छाया ब्रह्मींची ॥
जोडलें हें न सरे धन । अविनाश आनंदघन ॥
अमूर्तमूर्ती मधुसूदन । समचरण देखिलें ॥
जुनाट जुगादीचें नाणें । पडुत काळाचें ठेवणें ॥
लोपलें होतें पारिखेपणें । ठाव चलण तुकविगा ॥

# ૯ : સિદ્ધાવસ્થા : સાક્ષાત્કાર

लवण मेळवितां जळें । काय उरलें निराळें ॥
तैसा समरस झालों । तुजमाजीं हारपलों ॥
तुका म्हणे होती । तुझी माझी एक ज्योति ॥

પાણીમાં મીઠું ઓગાળતાં તેનાથી ભિન્ન તે કઈ રીતે રહી શકે? તેવી જ રીતે હું તારામાં એકરસ બની લીન થઈ ગયો છું. તારી અને મારી મૂળની જ્યોત એક જ છે.

મધ્યરાત્રિનું ઘોર અંધારું નષ્ટ થયા પછી પ્રભાતમાં સૂર્યનો ઉદય થાય છે. તે પ્રમાણે તુકારામના આધ્યાત્મિક જીવનમાંની ઘેરી નિરાશા લુપ્ત થઈ સાક્ષાત્કારનો આરંભ થયો; એ પાછલા પ્રકરણમાં આપણે જોયું. આ પ્રકરણમાં તેમના સાક્ષાત્કારનો અને તેને લીધે પ્રાપ્ત થયેલી સિદ્ધાવસ્થાનો વિચાર કરવાનો છે.

સાક્ષાત્કાર એટલે ઈશ્વરનું પ્રત્યક્ષ જ્ઞાન. પરમેશ્વર મન અને બુદ્ધિને અગમ્ય છે, તો પછી તેનું જ્ઞાન કેમ થાય? આ પ્રશ્નનો શાસ્ત્રદૃષ્ટિએ ઉત્તર એ છે કે, તે સ્વાનુભૂતિગમ્ય પોતાના અનુભવે કળાય એવો છે અને અપરોક્ષ જ્ઞાનનો વિષય છે. દેવ બનીને દેવને જાણવો પડે છે. એ બધાં તત્ત્વો ખરાં છે, તોપણ કોઈ પણ પ્રકારનું જ્ઞાન મનુષ્યને મન અને ઇંદ્રિયો મારફત મળે છે; એ સિવાય જ્ઞાન પ્રાપ્ત કરવાનું અન્ય સાધન તેની પાસે નથી. એટલા માટે સાક્ષાત્કાર ઇંદ્રિયાતીત હોઈને પણ તેનું જ્ઞાન ઇંદ્રિયજ્ઞાન જેવું હોય છે. 'આંધળાએ જોયું, બહેરાએ સાંભળ્યું,' એ વિરોધાત્મક વચનમાં તે જ્ઞાન ઇંદ્રિયથી પર હોઈને પણ ઇંદ્રિયજ્ઞાન

જેવું છે, એમ સૂચવાયેલું છે અને તેવા જ પ્રકારનો સાધકો નો અનુભવ પણ છે.

પાંચ વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી તે જ્ઞાન થતું નથી, એ દૃષ્ટિએ તે અતીન્દ્રિય છે; અને ઈશ્વરનું જ્ઞાન પૂર્ણપણે ક્યારેય થઈ શકતું નથી, ('अल्प स्वल्प कळोनि राहे समाधाने') થોડુંઘણું પણ તેના વિષેનું જ્ઞાન સંતોષપ્રદ હોય છે; એટલે કે તેનું થોડું પણ જ્ઞાન થાય તોય ઘણુ : એટલા માટે તે મન અને બુદ્ધિથી પર છે એમ કહેવામાં આવે છે. તાત્પર્ય એ છે કે ઈશ્વર ઇંદ્રિયોથી અતીત અને (ખરી રીતે) ન જાણી શકાય તેવો હોઈને પણ તેનો સાક્ષાત્કાર થઈ શકે છે. અજ્ઞેય(ન જાણી શકવા)પણુ અને સાક્ષાત્કાર એ બેમાં વિરોધાભાસ નથી એવો સિદ્ધાંત પ્રતિપાદન કરવા માટે સંતોનાં વચનોનો ઘણો આધાર મળી આવે છે. આ વિષય પર પુષ્કળ મતભેદો છે અને વિષય પણ જટિલ અને મોટો છે તેથી તેની વધુ ચર્ચામાં ન ઊતરતા તુકારામના સાક્ષાત્કાર ભણી વળીએ.

૧ અનેક સંતોએ તેજ, રૂપ, વર્ણ, અનાહત ધ્વનિ, અમૃતનો આસ્વાદ, સુગંધ અને સ્પર્શ એ સર્વ પ્રકારે ઈશ્વરસાક્ષાત્કાર થયા વિષેનો પોતાનો અનુભવ લખી રાખ્યો છે. મહારાષ્ટ્રમાં થઈ ગયેલા સંતોમાંના જ્ઞાનેશ્વરે અને એકનાથે પોતાના અભંગોમા એ અનુભવોનું વિસ્તૃત વર્ણન કરેલુ છે. પાછલા પ્રકરણમા જણાવ્યા પ્રમાણે તુકારામનું લક્ષ ઉચ્ચ પ્રકારનો સાક્ષાત્કાર અને તેને લીધે ઉત્પન્ન થનારા પ્રેમ પર લાગેલું હતું; એ કારણથી તેમણે પ્રાથમિક અનુ ભવનું વિશેષ વર્ણન કરેલું જણાતું નથી તોય પ્રાથમિક અનુભવો વિષેના તેમના અભંગોનો વિચાર 'तुकाराम:

भक्तिचा डांगोरा ( ભક્તિનો ઉદ્‌ઘોષક તુકારામ )' એ નામના પુસ્તકના 'સાક્ષાત્કાર' નામના છેલ્લા પ્રકરણમાં મેં કર્યો છે. તેથી તેની પુનરુક્તિ ન કરતાં ટૂંકમાં તેનો સારાંશ આપવાનો અને સાક્ષાત્કારનું શારીરિક, માનસિક અને નૈતિક પરિણામ જ સાધકને માટે અતિ મહત્ત્વનું હોવાથી તેનો વિચાર વિસ્તારપૂર્વક કરી સાક્ષાત્કારના પરિણામરૂપ સિદ્ધાવસ્થાનાં લક્ષણો તુકારામમાં કઈ રીતે આવ્યાં એનુ વિવેચન કરવાનું નક્કી કર્યું છે.

'अनुहातीं गुतला नेणे वाह्यरग,' 'रक्तश्वेतकृष्णपीत प्रभाभिन्न। चिन्मय अंजन मुदलें डोळां,' 'न कळे दिवस राती। अखंड लागलीसे ज्योति,' 'अणूचिया ऐसें। असें भरलें प्रकाशें,' 'तिलायेवढें बिंदुलें। तेणें त्रिभुवन कोदाटलें' 'सुखाचें ओतलें। दीसें श्रीमुख चांगलें,' 'हिरा शोभला कोंदणीं। जडित माणकाची खाणी। तैसा शोभे नारायण,' 'नाम घेता मन निवें। जिव्हें अमृतची स्रवें,'॥

આ અભંગમા તુકારામે પોતાને થયેલા અનાહત ધ્વનિ, રંગ, જ્યોતિ, તેજ, રૂપ અને અમૃતાસ્વાદ વગેરે અનુભવોનું વર્ણન કર્યું છે. આ જ વિષય ઉપર તેમના બીજા પણ અભંગો છે. પરંતુ એ વિષયનો વિસ્તાર કરવાનો ન હોવાથી તે અહીં અત્યંત સંક્ષેપમા કહીને એ અનુભવોના માનસિક, નૈતિક અને બૌદ્ધિક પરિણામોનુ વિવેચન કરવાનો આરંભ કરીશું.

## સાક્ષાત્કાર અને તેનાં માનસિક. નૈતિક પરિણામો

પરમેશ્વરના ચતુર્ભુજ રૂપનાં દર્શન કરવાની તુકારામની તીવ્ર ઇચ્છા હતી. દયાળુ પ્રભુએ તે પાર પાડી. પરમેશ્વરનું શ્રીમુખ જોઈને તેમને અત્યંત આનંદ થયો. કાયા શીતલ થઈ. તેમના આનંદમાં ઇંદ્રિયસુખ તો શું, પણ દેહભાવેય વિસારે પડ્યો; તો પછી પાપ-વાસના તો ઉદ્‌ભવે જ ક્યાથી?

પાપનો નાશ થયો. દુઃખ દૂર થયું. ઈશ્વર જ કર્તા છે અને તે ભક્તવત્સલ છે એ વિષેની ખાતરી થઈ. એને લીધે ચિંતા અને દુનિયાના પ્રપંચનો ભાર દૂર થયો. મન ઈશ્વરના ચરણોમાં સ્થિર થયું. હવે તેમના શરીરમાં નિવાસ કર્યો. આગળ જતાં 'अहं ब्रह्मास्मि' એ બ્રહ્માત્મભાવની પ્રતીતિ થઈ અને છેવટે 'सर्वं खलु इदं ब्रह्म' આ સઘળું બ્રહ્મ છે. એ કેવલાદ્વૈતની પદવી પણ તે મહાત્માએ પ્રાપ્ત કરી લીધી. એ બધા અનુભવો વિષે તેમણે લખેલા અભંગોનુ વિવેચન કરી, અંતમા એ અદ્વૈત અવસ્થામાં કે સિદ્ધાવસ્થામાં તેમના આચારવિચાર કેવા પ્રકારના હતા એ પણ જોવાનું છે. 'સિદ્ધાવસ્થા અને વ્યવહાર' એ એક મહત્ત્વનો પ્રશ્ન છે અને તે વિષેના પણ તુકારામના જાતઅનુભવના ઉદ્‌બોધક અભંગો મળી આવે છે.

### ઈશ્વરદર્શનનો આનંદ

પ્રભુની પુણ્યમૂર્તિનો આનંદમય સાક્ષાત્કાર થયા પછી તે આનંદના ઉત્સાહમાં કૃતજ્ઞતાથી તુકારામ કહે છે: 'પાંડુરંગ! આજે મારું એવું તે કયું પુણ્ય ફળ્યું કે જેને લીધે તારા ચરણોનાં મને દર્શન થયાં? આજનો આ મંગળ દિવસ કયા લાભકારી શકુનને લીધે ઊગ્યો? પ્રભો! તારા દર્શનનો આવડો મોટો લાભ શાને લીધે થયો એ જ મને કળાતું નથી. સંતોએ મુજ દીનની સંભાળ રાખી; અને મને આવું સૌભાગ્ય પ્રાપ્ત કરાવી આપ્યું. તારું શ્રીમુખ જોતાં અત્યંત સુખ થયુ. નેત્રોને તૃપ્તિ જ થતી નથી. 'વિઠ્ઠલ' એ ત્રણ અક્ષરોના રસ આગળ અમૃત પણ નીરસ લાગે છે. કાન પવિત્ર થઈ તે દ્વારા આ રસ અંતઃકરણમાં દાખલ થાય છે અને તેને લીધે ભેદબુદ્ધિનો નાશ થયો. મનનો

ગંદવાડ ધોવાઈ જઈ તે અત્યંત શુદ્ધ થયું. મારા જીવનનું જીવન જે વિઠ્ઠલ તેની પ્રાપ્તિથી એ સઘળો લાભ થયો. હે વિઠ્ઠલ! તારાં દર્શન થવાથી તારા રૂપમાં મારી આંખો જડાઈ ગઈ. સુખ-દુઃખ કળાતાં નથી. તારા દર્શનના આનંદથી દેહભાવ નષ્ટ થયો છે. ભૂખ-તરસ રહ્યાં નથી. તારાં દર્શન થયા પછી મન તને છોડીને ફરીથી સંસાર ભણી કે દેહબુદ્ધિ પ્રતિ વળતું જ નથી.

कोण पुण्य फळा आलें । आजि देखिलीं पाउलें ॥
थैंबें नेणों नारायणा । संतों सांभाळिलें दीना ॥
कोण लाभकाळ । दिन आजीचा मंगळ ॥
तुका म्हणे झाला । एवढा लाभ कों विठ्ठला ॥

पाहतां श्रीमुख सुखावलें सुख । डोळीयांची भूख नवजे माझ्या ॥
जिव्हे गोड तीन अक्षराचा रस । अमृत जयास फिकें पुढें ॥
श्रवणींची वाट चोखाळली शुद्ध । गेले भेदाभेद निवारोनी ॥
महामळें मन होतें जें गादलें । शुद्ध चोखाळलें स्फटिक जैसें ॥
तुका म्हणे माझ्या जीवाचें जीवन । विठ्ठल निधान सांपडलें ॥

रूपीं जडले लोचन । पायीं स्थिरावलें मन ॥
देहभाव हारपला । तुज पाहतां विठ्ठला ॥
कळों नये सुखदुःख । तहान हारपली भूक ॥
तुका म्हणे नव्हे परती तुझ्या दर्शनें मागुती ॥

ભાગ્ય ફળ્યું

સંતોના દર્શનથી અને સંગતથી આજે ઈશ્વરની પ્રાપ્તિ થઈ; હવે હૃદયસંપુટમાં દેવને પૂરી રાખીશ. એ મારી જૂની થાપણ હતી; તે મારી સદ્દભાવનાને લીધે મળી આવી. વિઠ્ઠલ સમસ્ત વિશ્વનું જીવન છે. તે મારે ભાગે આવ્યો છે. તેને અનન્યભાવથી મારા હૈયામાં જકડી રાખ્યો છે. તે નિર્ગુણ, નિરાકાર હોવાથી અગમ્ય હતો; તેને મારી ભાવના

ના બળથી સગુણ અને આકાર બનાવી સુગમ કરી મેં મારી પાસે ઊભો કર્યો છે. મેં તેને મારો દાસ બનાવ્યો છે; એટલા માટે મારા કહેવાથી તે નીચે, આકાર ધારણ કરીને આવ્યો છે. એ ઈશ્વરરૂપ જ્યોત મારા અંતઃકરણમાં જ હતી પણ તે અજ્ઞાનને લીધે ઢંકાઈ ગયેલી હોવાથી દેખાતી ન હતી; તે અત્યારે પ્રકટ થઈને પ્રકાશમાં આવી છે. તેના દર્શનનો આનંદ બ્રહ્માંડમાં સમાતો નથી. તે સુખને શાની ઉપમા આપું ? સદા નિર્ગુણરૂપે રહેલું બ્રહ્મભાવની ગડમથલને લીધે સગુણરૂપમાં પરિણમ્યું. અને તેનું જ રૂપ અહીં ઈંટ ઉપર ઊભું કર્યું છે. એ પ્રેમની સ્મૃતિ પંઢરપુરમાં હોવાથી અમારે માટે એ પંઢરપુર બ્રહ્માંડ જ છે.

उजळलें भाग्य आता । अवघी चिंता वारिली ॥
संतदर्शनें हा लाभ । पद्मनाभ जोडला ॥
सपुट हे हृदय पेटी । करूनी पोटीं साठवू ॥
तुका म्हणे होता ठेवा । तो या भावां सापडला ॥
आमच्या हें आलें भागा । जिव्हार या जगाचें ॥
घल्नीया ठेलों जीवें । बळकट भावें एकविध ॥
आणूनीयां केला रूपा । कभा सोपा जवळीं ॥
तुका म्हणे अंकित केला । खालीं आला वचनें ॥
अंतरीची ज्योति प्रकाशली दीप्ति । मुळींची जे होती आच्छादिली ॥
तेथींचा आनंद ब्रह्मांडीं न समाये । उपमेसी काये देऊं सुखा ॥
भावाचें मथिलें, निर्गुण संचलें । तें हें उभें केलें विटेवरी ॥
तुका म्हणे आम्हा ब्रह्मांड पंढरी । प्रेमाची जे थोरी साठवण ॥

દેવના દર્શનથી કૃતાર્થતા જણાઈને અંતઃકરણમાં આનંદનું પૂર આવતું હતું; તે જ વખતે તુકારામને આશ્ચર્ય પણ લાગતું હતું કે માગમાં કયો ગુણ જોઈને પ્રભુએ મને દર્શન આપ્યું. એટલું જ નહીં પણ મારી હાક સાંભળીને

દોડતા આવી તે મારી સામે ઊભો રહે છે. છેવટે ઈશ્વરની કૃપાના ઉપકારના ભારથી દબાઈ તેઓ કહે છે : 'પ્રભો ! હું શું તને એવો મોટો ભક્ત જણાયો છું ? ખરું જોતાં હું પાપી અને નીચ છું. ગયા ભવનાં કર્મોની તો મને કાંઈ ખબર નથી પણ આ જન્મમાં તો આવું સૌભાગ્ય પ્રાપ્ત થવા જેવું કોઈ પુણ્ય મેં કર્યું નથી. ખરેખર, તારી ઉદારતાની સીમા જ નથી, એ વાત સાચી છે. તારી સેવા ન કરવા છતાંય તેં બધો ખજાનો મારે હવાલે કરી દીધો. ભાગ્ય ફળ્યું અને તારો ભેટો થયો; હવે વિયોગ થવા દેવાનો નથી. દૈન્ય, ચિંતા વગેરે સર્વ ઉપાધિ મટી ગઈ. હું ભાગ્યશાળી થયો. પ્રભુએ મારો ભાગ મને આપ્યો. હવે હું તેની સાથે જ બોલતો રહીશ.'

काय पुण्य ऐसें आहे मजपाशीं । तातडी धावसी पांडुरंगा ॥
काय ऐसा भक्त वाया गेलों थोर । तू मजसमोर होसी वेगा ॥
कोण मी नागवा थोर गेलों मोठा । अपराधी, करंटा, नारायणा ॥
तुका म्हणे नाहीं ठाऊकें संचित । येणें जन्में हित नाहीं केलें ॥

अवचिताची हाता ठेवा । दिला सेवा न करितां ॥
भाग्य फळलें झाली भेटी । ने घे तुटी यावरी ॥
दैन्य गेलें हरली चिंता । सदैव आतां यारी ॥
तुका म्हणे वाटा झाला । बोलों बोला देवासी ॥

પરમેશ્વરના દર્શન થવાથી અતિ આનંદ થયો. દુઃખ, ચિંતા તો ઠીક પણ દેહભાવ અને ભૂખતરસ પણ જતા રહ્યા. એનું મુખ્ય પરિણામ એ આવ્યું કે તેમના અંતઃકરણમાં પ્રભુ વિષે ગાઢ પ્રેમ ઉત્પન્ન થયો. જ્યાં આનંદ ત્યાં પ્રેમ એવો નિયમ જ છે. આનંદ આપનારી વસ્તુ તરફ મન ખેંચાય છે; એનું જ નામ પ્રેમ. આનંદ અને પ્રેમની અનેક માનસિક

વિરોધી ગતિઓ થાય છે. એ બે ભાવનાઓનો વિષય ખરાબ હોય તો તેમનામાંથી દુર્ગુણો ઉત્પન્ન થાય છે, વિષય સારો હોય તો ભાવનાઓમાંથી સદ્‌ગુણ નીપજે છે ધનથી કૃત્રિમ-બનાવટી આનદ થવા માંડે તો તેને વિષે ખોટો પ્રેમ કે લોભ પેદા થઈ, દ્રવ્યપ્રાપ્તિ માટે ગમે તેવા ખોટાં કામો માણસ કરવા માડશે. એનાથી ઊલટું, બીજાઓના આનદથી જો આનંદ લાગવા માડે તો બીજાઓને આનદ આપનારા પરોપકારના આચરણ પર પ્રેમ ઊપજી સ્વાર્થ અને સ્વાર્થ મૂલક અનેક દુર્ગુણો દૂર થઈ તેમને સ્થાને ત્યાગ, દયા, સહાનુભૂતિ વગેરે સદ્‌ગુણો પેદા થશે. એ જ નિયમ પ્રમાણે દેવ વિષેનો આનદ અને પ્રેમ એ સઘળા સદ્‌ગુણોનુ જન્મ સ્થાન છે એમ અનેક સતોએ કહ્યું છે. તુકારામના એ વિષય પરના વિચાર હવે જોવાના છે. ત્યારે પ્રથમ પ્રભુના દર્શનથી થયેલા આનદથી તેને વિષે થવા માડેલા પ્રેમનુ વર્ણન તેમના મોઢેથી સાભળીએ.

### શ્રીમુખના દર્શનથી પ્રેમ ઊભરાવા માંડ્યો

પાછલા પ્રકરણમા આપણે જોયુ કે, ઈશ્વરનો પ્રેમ પોતાના મનમાં નથી એ વાતની તુકારામને ભારે ચટપટી લાગી હતી. પ્રેમની ગેરહાજરીમા, ભક્તિનો ઉપરટપકેનો આચાર અને તેનાથી વધેલી કીર્તિ, એ તેમને કેવળ દભ જ જણાતા હતા. તેથી ‘તારો પ્રેમ આપ’ એમ ઈશ્વરને તેઓ વીનવતા હતા. હવે તેમની ઇચ્છા પૂર્ણ કરી અને સાક્ષાત્કાર થઈને તેમણે ઈશ્વરનું શ્રીમુખ જોયા પછી પ્રેમનો પ્રવાહ થવા માડ્યો. તેનુ તેઓ આ પ્રમાણે વર્ણન કરે છે: ‘એકાતમા પ્રેમના વહનનુ અમાપ સુખ હું ભોગવીશ, તે ગુપ્ત ધન છે, તેને નજર લાગી જવાના ભયથી કોઈનો વાયરો પણ હું

તેને લાગવા દેનાર નથી. દુર્જનોની નજરે હું તેને પડવા દઈશ નહીં. મને આપોઆપ પચે તે પ્રમાણે તેનું સેવન કરીશ. તે અતિ નાજુક છે. શબ્દ તેનાથી સહન થતો નથી. એ બ્રહ્મરસનું જ હું સેવન કરીશ, બીજા કશાની ઇચ્છા કરવાનો નથી. ખરેખર, એ બ્રહ્મપદનું અમૃત છે. પ્રભો! તમારો આ ખજાનો મારે હાથ લાગ્યો છે તેને હું સાચવીશ. હવે તમારો સંતાવાનો પ્રયત્ન વ્યર્થ છે. મારી નજરથી દૂર તમે થઈ શકતા નથી. તમારું આ સુંદર રૂપ મને ઘણું ગમે છે. પાંડુરંગ! હું તારા ભણી જોતા રહું ત્યાં સુધી તું એવી જ રીતે મારી આગળ ઊભો રહે. મારું મન—તારા સ્વરૂપના દર્શન માટે લલચાયું છે. જીવ જાય તોય તે તને છોડનાર નથી. આ તારા લાડકા ભક્તનાં લાડ, મા–બાપ! તું પૂરાં કર.

आनंदें एकांतीं प्रेम वोसडत । घेऊं अगणित प्रेमसुख ॥
गोप्य धन नये वाग लागों यास । पाहों नेदूं वास दुर्जनांची ॥
झणी दृष्ट लागे आवडीच्या रसा । सेवू जिरे तैसा आपणासी ॥
तुका म्हणे हें बहु सुकुमार । न साहावें भार वचनाचा ॥
आतां न करी सोस । सेवीन हा ब्रह्मरस ॥
मुखें सेवीन अमृत । ब्रह्मपदींचें निश्चित ॥
तुमचा निज ठेवा । आम्हा पडीयेला ठावा ॥
तुका म्हणे देवराया । आतां लपालेती वाया ॥
आवडें हें रूप गोजिरें सगुण । पहतां लोचन सुखावलें ॥
आतां दृष्टिपुढें ऐसाचि तू राहे । जो मी तुज पाहे, पांडुरगा ॥
लाचावलें मन, लागलीसे गोडी । तें जीवें न सोडी ऐसें झालें ॥
तुका म्हणे आम्ही मागावें लडिवाळीं । पुरवावी आळी मायबापा ॥

પ્રેમના આનંદનું પૂર આવીને તેમા તુકારામ જાણે કે સુખરૂપે રમતા હોય એવું તેમના અભંગ પરથી લાગે છે:
'વિઠ્ઠલ મારી મા છે તો પછી મારા સુખમાં ઊણપ શી

હોય! તેના સ્તનમાંથી અમૃત ઝરે છે. તેનું પાન કરી હું તૃપ્ત થાઉં છું. તે વહાલી માનું મન સદા અમારામાં લાગેલુ છે. શીળી છાયાની પેઠે તે પ્રેમાળ માતાને અમૃતનો ઝરો ફૂટ્યો છે. મારી મરજી પ્રમાણે હું તેનું સેવન કરીશ. તેની પાસેથી અમૃતસંજીવનીનું પૂર આવીને તે મારું રક્ષણ કરે છે. મારા ચિત્તમાં ઠસાયેલા આનંદને સાગરની ઉપમા અપાય તો તે પણ અપૂર્ણ ઠરે. હું આડોઅવળો કે વાંકોચૂંકો ચાલતાં પડવા માંડું તો તે મને જાળવી લે છે. હવે ચિંતાનું નામેય મારે માટે રહ્યું નથી. એ માડીનું ધાવણ ઘણું સારું છે. તેનો હંમેશાં સુકાળ હોઈ તેની વિપુલતાને લીધે સદા સંતોષ મળે છે. તેનો અનેક રીતે અમે ઉપભોગ કરીશું. અમારી સાથે સંતોને અમારી પંગતમાં લઈને પણ જો અમે એનું સેવન કરીએ તોય એ ધાવણ ખૂટે એવું નથી.'

સાક્ષાત્કારને અનુભવેલા સંતોને અમૃતનો આસ્વાદ લેવા મળે છે. તેઓ દિવ્ય અમૃતરસનું પ્રાશન કરે છે, એવું અનેક સંતોના અનુભવ પરથી જણાય છે. એ અમૃતરસનો અને પ્રેમના આનંદરસનો તુકારામને એક જ વખતે અનુભવ થયાથી નીચેના અભંગમાં એક જ વખતે શબ્દથી તેનો એકત્ર ઉલ્લેખ કરેલો જણાય છે. નામસ્મરણથી થનારા લાભમાં 'जिह्वँ अमृताचि स्रवें' જીભમાં અમૃતના ઝરા–એમ તેમણે કહ્યું છે. આ અને એવા જ બીજા અભંગો પરથી તેમણે એ અમીરસનો અનુભવ લીધો હોવાનું સ્પષ્ટ જણાય છે.

माझी विठ्ठल माय । आम्हा सुखा उणें काय ॥
घेतो अमृताची धणी । प्रेम ओसडलें स्तनीं ॥
तुका म्हणे कृपावंत । ठेवी आम्हापाशीं चित्त ॥
शीतळ साउली आमुची माउली । विटाई वोळली प्रेमपान्हा ॥

जाऊनी थोसगा रिघेन थोसगें । लागेल तें इच्छे पियीन वरी ॥
कृपा तनु माझी साभाळी दुभोनी । अमृतसजिवनी लोटतसे ॥
आनदाचा ठाव झाला माझे चित्तीं । सागर तो किती उपमेसी ॥
सैर जाय पडे तयेसी साकडें । साभळीत पुढें मागें असें ॥
तुका म्हणे चिंता कैसी ते मी नेणे । लडिवाळ तान्हे विठाइचे ॥

सुकाळ हा दिवस रजनीं । नित्य धणी नवीच ॥
करून सेवू नाना परी । राहे उरी गोडीनें ॥
सरे ऐसा नाहीं झरा । पक्तिकरा समवेत ॥
तुका म्हणे बरवा पान्हा । कान्हाबाई माऊलीचा ॥

**મારા આનંદનો પ્રવાહ બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે**

નામચિંતનનો અને પ્રેમનો પ્રવાહ અખંડ ચાલ્યો; તેને વિરામ નથી. તેને લીધે મારા મનમા અમર્યાદ આનંદ ભરેલો છે. પ્રપચ અને પરમાર્થ–બન્નેમા તે આનદ પૂર્ણ રીતે ભરેલો હોવાથી બન્ને સરખા જ થયા છે. તેમનામા કાઈ ભિન્નતા રહી નથી હરિનામ એ જ એક વહાણુ છે, તેનો સઢ ચઢાવેલો છે. તે વહાણમા બેસીને જતા બ્રહ્માનદની પણ પેલી પારના આનદનુ પૂર આવ્યુ. એ મોક્ષપદનો ઉત્તમ માર્ગ મળી આવ્યો.'

आनदाच्या कोटी । साठविल्या आम्हा पोटीं ॥
प्रेम चालिला प्रवाहो । नाम ओघ लवलाहो ॥
अखड खडेना जीवन । रामकृष्ण नारायण ॥
थडी आहिक्य पन्न । तुका म्हणे सम तीर ॥
लागलें भरतें । ब्रह्मानदाही वर तें ॥
तुका म्हणे वाट । बरवी सापडली नीट ॥

**પ્રેમના આનંદનું શારીરિક પરિણામ**

તુકારામ કહે છે: 'આ પ્રેમના આનદથી મારું શરીર હાલવાડોલવા લાગ્યુ છે. આખો દેહ શીતળ થયો. માપ પૂરેપૂરું

ભરાઈ ગયા પછી માપ ઉપરનુ અનાજ નીચે વેરાય છે, તે પ્રમાણે આનદ અતઃકરણમા ન સમાતા વેરાઈ જવા માડે ત્યારે આ શારીરિક લક્ષણો જણાય છે સુખમા સુખનુ મેળવણ નાખી જમાવેલા દહીને મથીને કાઢવામા આવેલું માખણ એટલે બ્રહ્માનદ નારાયણ સમર્થ છે તેણે ગુણ વડે ગુણને વધારીને આ આનદ આપ્યો અખડ રામકૃષ્ણ નામના સ્મરણથી આવો આનદ થઈ દેહ શીતળ થયો. ગુણુસ કીર્તન મા બીજા બધા રસો વિસારે પડ્યા.

सुख सुखा विरजण झालें । तें मथलें नवनीत ॥
हालें, डोलें, हरषें काया । निवती धाया नयन ॥
प्रबळ तो नारायण । गुणें गुण वाढला ॥
तुका म्हणे भरली सीग । वरी मग वोसडे ॥

गुणाची आवडी वर्त्तेचा पसरु । पडिला विसरु सव रसा ॥
रामकृष्ण नाम माला हे साजिरी । ओंविली गोजरी कंठा ऐसी ॥
तुका म्हणे तनु झालीसे शीतळ । अवघी सकळ ब्रह्मानंदें ॥

અતઃકરણમા આત્મપ્રતીતિ થયા પછી વૃત્તિ સ્થિર થઈ, પ્રાણ પરવશ બન્યો, નેત્રો રાતા અને સતેજ થઈ અર્ધમિચાયેલા જેવા થયા. ગળુ ગદ્દગદિત થઈ શરીરે રોમાચ થયુ. ઈશ્વરના સ્વરૂપના દર્શનથી મનને સુખ થયુ અને તે સ્વરૂપમા ચોટડી બેઠુ, ત્યાથી તે ખસતું નથી શ્યામ રગનો પ્રકાશ જોયો, જાણે કે દિવસ જ ઊગ્યો હોય ને! જીવન આપનારા ચિદ્રૂપ અમૃતનુ પાન કર્યું. જીવે ચદ્ર–સૂર્યને ઓવાર્યો જ્યા ત્યા આનદ જ આનદ થઈ રહ્યો. હવે હું સુખથી પ્રેમપૂર્વક ડોલુ છુ. હું ચોક્કસપણે બ્રહ્મસ્વરૂપમા સમાઈ ગયો અને નિશ્ચિંત થયો.'

स्थिरावली वृत्ति, पांगुळला प्राण । अंतरीची खूण पावूनीया ॥
पुजाळले नेत्र झाले अर्धोन्मीलित । कंठ सदगदित रोमांच आले ॥
चित्त चाकटलें स्वरूपामाझारीं । नरि धें बाहेरीं सुखावलें ॥
सुनीळ प्रकाश उदेजला दीन । अमृताचें पान जीवनकळा ॥
शशिसूर्या जाली जीवें ओवाळणी । आनंदा दाटणी आनंदाची ॥
तुका म्हणे सुखें प्रेमेंसी डुलत । विरालों निश्चित निश्चितीनें ॥

## પ્રેમાનંદનું માનસિક અને નૈતિક પરિણામ : જન્મનું દુઃખ દૂર થયું

દેવના ચરણોમાં મન સ્થિર થયુ. 'જીવરૂપી સુખને બ્રહ્મરૂપી સુખનો ભેટો થયો તેથી તે દૂર કરી શકાતું નથી. તેમાં ઐક્ય થાય છે. જીવ ક્ષુદ્ર છે; પણ પ્રેમબળને લીધે આકાશથીય મોટો થઈ બ્રહ્મને પણ તે આલિંગન આપી શકે છે. પ્રેમના આકર્ષણથી દૂરની વસ્તુ પણ પાસે આવે છે. તેથી ઈશ્વરપ્રાપ્તિ થવાથી મારું ચિત્ત તેના ચરણોમાં સ્થિર થયુ.' સંતોના મુખથી હરિના રૂપનુ વર્ણન સાભળ્યા પ્રમાણે તેવા રૂપનાં દર્શન થયા. શાસ્ત્ર, ગુરુ અને આત્મપ્રતીતિની એકતા થઈ. પ્રભો! તે શ્રીમુખ જોયુ અને જન્મ-જન્માંતરનાં દુઃખો નષ્ટ થઈ મન તારા ચરણોમા સ્થિર થયુ.

सुख सुखा भेटें । मग तोडिल्या न तुटे ॥
दुरीं तें जवळीं । स्नेहें आकाश कवळी ॥
तुका म्हणे चित्त । माझें पायीं अखंडित ॥
धावोनीयां आलों पहावया मुख । गेलें माझें दुःख जन्मांतरींचें ॥
ऐकिलेंही होतें तैसेंचि पाहिलें । मन स्थिरावलें तुझ्या पायीं ॥
तुका म्हणे माझी इच्छा पूर्ण झाली । कांहीं न राहिली वासना हे ॥

હું તારો દાસ થયો તેથી મારો થાક અને બેચેની દૂર થયાં છે. હુ સંતુષ્ટ થયો. તારા ચરણ ગ્રહણ કરવાથી મારા મનનું સમાધાન થયું છે. હવે ત્યાંથી ખસવાની મરજી જ

થતી નથી. એથી મારાં સંચિત કર્મોના ભોગોનું નિવારણ થયું. ઈશ્વરને અમે હૈયામાં સમાવ્યો છે, તો પછી અમને શી ઊણપ રહેવાની છે? ગરીબાઈ અને દુઃખ તો અમારી પાસે ફરકતાં પણ નથી. સઘળા દોષો બળીને ખાક થઈ ગયા છે. સઘળાં સુખો આદરપૂર્વક વંદન કરતાં આવે છે; પણ અમને તેમની દરકાર નથી.'

भाग सीण गेला । माझा सकळ विठ्ठला ॥
तुझा म्हणवितों दास । केली उच्छिष्टाची आस ॥
राहिली तळमळ । तईंपासूनी सकळ ॥
तुका म्हणे घालें । पोट ऐसें कळों आलें ॥
झालें समाधान । तुमचे धरिल्या चरण ॥
आतां उठावेंसें मना । येत नाहीं नारायणा ॥
सुरवाडलेपणें । हें सांपडलें केणें ॥
तुका म्हणे भोग । आतां निवारिला लाग ॥
दैन्य दुःख आम्हां न येतीं जवळीं । दहन हे होळी होती दोष ॥
सर्व सुखें येतीं मानें लोटांगणीं । कोण याची आणी दृष्टिपुढें ॥
तुका म्हणे पोटीं साठविला देव । न्यून तो हा भाव कोण आम्हां ॥

## પાપ અને દુષ્ટ પ્રવૃત્તિઓનો વિનાશ

'પ્રભુ અનુકૂળ થયો; તેનાં દર્શન થયાં. તે સુખ અતિ મધુર છે. તેથી જીવ તૃપ્ત થયો. અંતઃકરણમાંનો મળ દૂર થયો. ખરેખર આ પવિત્ર પર્વકાળ મેં સાધી લીધો. પ્રભુના સાક્ષાત્કારના એક જ સ્નાનથી પાપપુણ્યનો અંત આવ્યો. ઈશ્વરનું આ સ્વરૂપ સર્વત્ર વ્યાપેલું હોવાથી બીજી કોઈ પણ ગમતી વાતનુંય સ્મરણ થતું નથી. જે બાજુ મન દોડે તે બાજુ સ્વરૂપ અને તેનો આનંદ સદા સિદ્ધ જ છે. તેથી વિષયો ભણી દોડનારી ઇન્દ્રિયોની દુષ્ટ પ્રવૃત્તિઓ બંધ પડી, તેમને વાળવી પડતી નથી. ઈશ્વરનાં ચરણોરૂપી સ્તંભને મેં દ્રઢતાથી ઝાલ્યો છે. હું હવે

મારાથી તેને દૂર થવા દેનાર નથી.

देव तिलीं आला । गोड गोड जीव धाला ॥
साधला हा पर्वकाळ । गेला अंतरीचा मळ ॥
पापपुण्य गेलें । एका स्नानेंचि खुंटलें ॥
तुका म्हणे वाणी । शुद्ध जनार्दनीं जनीं ॥

आठवींचि नेदी आवडी आणीकां । भल्तीयां लोक तिन्ही राहे ॥
मन धावें तेथें तिवेंचि दुभतें । संपूर्ण आइतें सर्व काळ ॥
न लगे वळावीं इन्द्रियें धावतां । ठाव नाहीं रितां उरी दिला ॥
तुका म्हणे सम पाउलांचा खुंट । केला बळकट हालों नेदी ॥

**ભક્તોના ઘરમાં સદા શાંતિ અને દયા હોય છે**

ભક્તિનું રહસ્ય જે જાણે છે તેની પાસે હમેશાં શાંતિ, ક્ષમા, દયા રહે છે. તેના અંતઃકરણમાં ચિદ્રૂપ પ્રભુનો નિવાસ હોવાથી ત્યાં દુર્ગુણો રહી શકતા જ નથી. ચિત્ત સદા સંતુષ્ટ રહી ત્રિગુણોની ધમાધમ અને ખેંચેની મટી જાય છે.'

भक्तांचे तें वर्म जयाचीये हातीं । तया घरीं शांति क्षमा दया ॥
येथें दुष्ट गुण न मिळे नि शेष । चैतन्याचा वास झाला माजीं ॥
संतुष्ट हें चित्त सदा सर्व काळ । तुटली हळहळ त्रिगुणांची ॥

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ઈશ્વરનો સાક્ષાત્કાર વિકાસાત્મક–Dynamic છે; Static–સ્થિત્યાત્મક નથી; તેમાં વૃદ્ધિ છે. સાક્ષાત્કારની વૃદ્ધિ થવા સાથે ઈશ્વરના અનંત ગુણોની ધીમે ધીમે પ્રતીતિ થવા માંડે છે અને તેને લીધે ભક્તની વૃત્તિમાં પણ પરિવર્તન થવા માંડે છે. પરમાત્મદર્શનના આનંદથી તેનામાં ગાઢ પ્રેમ ઉત્પન્ન થઈ ભક્તનાં પાપ અને તાપ નાશ પામે છે, મન ઈશ્વરના ચરણોમાં સ્થિર થાય છે. વિષયો ભણી થતી તેની દોડ વિરામ પામે છે. વિષયો વિસારે પડે છે, એમ અત્યાર સુધી

જોયું. હવે સાક્ષાત્કારથી થતા બીજા થોડાક અનુભવો વિષે વિચાર કરીએ.

**૧ : ઈશ્વરે ભાર ઉપાડી લીધાથી ચિંતા અને ભીતિ દૂર થઈ**

પ્રભુનાં દર્શન થયા પછી ‘મેં હવે પ્રભુને ઋણી બનાવ્યો છે. તેણે મારો ભાર ઉપાડ્યો છે. તેથી મારી સઘળી ચિંતા મટી ગઈ. હવે તે હમેશાં મારી સાથે હોય છે. બોલતાં ને ચાલતાં તેનો જ મને આધાર હોય છે. એટલા માટે મને ધીરજ આવી છે. કોઈનો ભય લાગતો નથી. બધા પ્રાણુના જેવા પ્રિય મિત્રો લાગે છે. હવે મારા માથા પરનો ડુંગરા જેવડો ભાર ઊતરી ગયો. જવાબદારીની બધી ખટપટ મટી ગઈ.’ એવો અનુભવ તુકારામને થયો.

ऐसा माझा अनुभव । भक्तिभार माथयाचा ॥
केला ऋणी नारायण । नव्हे क्षण निराळा ॥
घालोनीया भार माथा । अवघी चिंता वारीली ॥

× × ×

जेथें जातों तेथें तू माझा सांगाती । चालवीसी हातीं धरोनीया ॥
चालों वाटे आम्ही तुझाची आधार । चालवीसी भार सवें माझा ॥
बोलों जाता बरळ करीसी तें नीट । नेली लाज धीट केलों देवा ॥
तुका म्हणे आता खेळतों कौतुकें । झाले तुझें सुख अंतर्बाहीं ॥
आता बरें झालें । माझें माथांचें निघालें ॥
चुकली हे मरमर । भार माथाचें डोंगर ॥
जाला झाडापाडा । तुका म्हणे गेली पीडा ॥

**૨ : દેવ કર્તા હોવાથી હવે કામ રહ્યું નથી.**

કર્તવ્યની જવાબદારી નથી. ‘મારે માટે હવે કાંઈ જ કામ રહ્યું નથી. હું નવરો થયો છું. હવે કેવળ દ્રષ્ટા બની મનને ફાવે તે મજા હું કરીશ. કારણ વગર લોકો પોતાને માથે ભાર લઈ દુઃખી થાય છે. એવા લોકોથી હવે હું જુદો જ

પડ્યો છું. ઈશ્વરે મારી કીર્તિ વધારી; તે જ તેને જાળવશે. કોઈએ મારી ફિકર હવે કરવી નહિ. મારા બોલવાથી શું થવાનું છે? સુખ–દુઃખથી હું ભિન્ન છું,' એમ તુકારામે જણવ્યું.

काम नाहीं काम नाहीं । झालों पाहीं रिकामा ॥
फावल्या त्या करूं चेष्टा । निश्चल द्रष्टा बसोनी ॥
नसत्या छंदें नसत्या छंदें । जग विनोदें विठ्ठलें ॥
एकाएकीं एकाएकीं । तुका लोकीं निराळा ॥
न मानावी चिंता । कांहीं माझे विशीं आतां ॥
ज्यानें लौकीक हा केला । तो हा निवारीता भला ॥
माझे शब्दें काय । होणार तें एक ठाय ॥
सुख आणी दुःख । म्हणे वेगळा मी तुका ॥

## અંતરમાં વિઠ્ઠલનું બાહ્ય રૂપ ભર્યું

તુકારામ કહે છે: 'જે ઉત્તમ હોય તે વસ્તુ દેવ મારા મુખમાં મૂકે છે; તે હંમેશાં મારી પાસે, મારી આગળ પાછળ છે. મારું સંકટ તે નિવારે છે; હું ગમે ત્યાં હોઉં તોય મને શંકા કે ભય લાગતાં નથી; કેમકે પ્રભુએ ભાર ઉપાડી લીધો છે. તેનું બાહ્ય રૂપ સદા મારા અંતરમાં સમાયું છે. મારા બધા લાડકોડ તે પૂરા કરે છે. મને જોઈએ તે તેની પાસેથી માગી લેવાની સગવડ તેણે મને કરી આપી છે. ક્ષણભર પણ તે મને પોતાથી વેગળો રાખતો નથી.'

उत्तम घालावें आमुचिये मुखीं । निवारावें दुःखी होऊं नेदीं ॥
न बैसे नवजे जवळूनी दुरी । मागेंपुढें वारी घातपात ॥
नाहीं शंका असों भलतीये ठायीं । मावळलें पाही द्वैताद्वैत ॥
तुका म्हणे भार घेतला विठ्ठलें । अंतरीं भरलें बाह्यरूप ॥
पाळीयेले लळे । माझे विठ्ठलें कृपाळें ॥
सवे दिली लागो । भातें आवडीचें मागों ॥
तुका म्हणे भिन्न । नाहीं राहों दिलें क्षण ॥

### ૩ : દેહાત્મભાવ અને દેહબુદ્ધિને દેશવટો

'હું દેહ છું' એવા હુંપણાના જ્ઞાનથી વર્તનારો જીવ પોતાના એટલે કે દેહના સુખ માટે યત્ન કરતો હોય છે. 'દેહ' શબ્દથી સ્થૂળદેહ, સૂક્ષ્મદેહ અને કારણદેહ વગેરે સર્વ દેહોનો અહીં ઉલ્લેખ કર્યો છે. એ પ્રયત્નમાં કામ ક્રોધાદિ વિકારો ઉત્પન્ન થાય છે. જીવ પાપપુણ્ય, સુખદુઃખ, રાગદ્વેષ વગેરે જોડકાઓને અધીન થાય છે. મૃત્યુ આવતાં તે બધાંનો અંત આવે છે. જીવની સુખપ્રાપ્તિ માટેની ધાંધલ શમી જઈ પૂરી થાય છે. સાક્ષાત્કારને અનુભવેલા ભક્તને પ્રભુનો આનંદ પ્રાપ્ત થયેલો હોવાથી તેને સુખ માટે ધમપછાડા મારવા પડતા નથી; અને તેથી તેવી ધમાલથી ઉત્પન્ન થનારા દોષોથી તે મુક્ત હોય છે, એટલે એક રીતે તેનો દેહ મૃત મનુષ્યના દેહ પ્રમાણે જ હોય છે. દેહનું સંચાલન કરનારી વૃત્તિઓ નાશ પામે છે. એ રીતે ઈશ્વર દર્શનથી પોતે મરી ગયાનું કહી, તે સ્થિતિનું અંત્યેષ્ટિ-ક્રિયાના અને સંન્યાસદીક્ષાના રૂપકથી અત્યંત તલસ્પર્શી વર્ણન તુકારામે પોતાના અભંગોમાં કર્યું છે. 'શરીર પ્રેતરૂપ થયું; તે જાણે શ્મશાનમાં ગયું. તે વખતે પોતાનો આધાર છૂટી ગયો એમ માનીને કામ, ક્રોધ, માયા વગેરે તેના આગલા જોડીદારો રડવા માંડે છે. વૈરાગ્યનાં છાણાં પર દેહને મૂકીને તેને બ્રહ્મરૂપ કરનારો અગ્નિ ચાંપ્યો અને ઈશ્વરના ચરણોમાં દેહબુદ્ધિનો ઘડો ફોડી નાખીને, 'अहं ब्रह्मास्मि, सर्वं खलु इदं ब्रह्म' એવો હૂવો મૂક્યો. કુળ, નામ, રૂપ એમને તિલાંજલિ આપી. દેવે આપેલો દેહ દેવને આપી દીધો. એ પ્રમાણે પોતાની મેળે દેહની રક્ષા થયા પ્રમાણે તે નિઃશેષ થયો તેની આગળ ગુરુકૃપાનો દીવો મેં પ્રકટાવી મૂક્યો.

સંન્યાસદીક્ષા લેતી વખતે કરાય છે તેમ મેં મારા દેહને પોતાની મેળે બોલાવીને પંચભૂતોની પ્રકૃતિને બ્રહ્માગ્નિમાં બાળી નાખી. તેથી એકી સાથે સઘળું કામ પતી ગયું. કેવળ 'નારાયણ, નારાયણ' બોલતા રહેવાનું કામ બાકી રહ્યું. દશ ઇંદ્રિયો અને અગિયારમું મન એ બધાને ઉપવાસ કરાવ્યો, તેમને વિષયરૂપી ખોરાક આપ્યો નહીં; અને દશ ઇંદ્રિયો તથા અગિયારમા મન ઉપરાંત બારમો એટલે કે દેવ-તેનું પારણું કર્યું. દેવને જ પોતાની બુદ્ધિનો વિષય બનાવ્યો. એ પ્રમાણે ઘડો ફોડ્યા પછી સર્વ કર્મોનો નાશ થઈ નામ માત્ર અવશિષ્ટ રહ્યું. હવે અહીંતહીં, બધે ઈશ્વર અને તેનો આનંદ જ ફેલાયેલો છે.'

झाला प्रेतरुप शरीराचा भाव । लक्षियेला ठाव स्मशानी चा ॥
रडती रात्रदिवस कामक्रोध माय । म्हणती हायहाय यमधर्म ॥
वैराग्याचा शेणी लागल्या शरीरा । ज्ञानाग्नि लागला ब्रह्मत्वेंसी ॥
फिरविला घट फोडिला चरणीं । महावाक्यध्वनि बोंब झाली ॥
दिली तिलांजुळी कुलनामरुपासी । शरीर ज्याचे त्यासी समर्पीलें ॥
तुका म्हणे रक्षा झाली आपोआप । उजळीला दीप गुरुकृपा ॥
बोळविला देह आपुलेनि हातें । हुताशलीं भूतें ब्रह्माग्निसीं ॥
एक वेळ झालें सकळ कारण । आता नारायण नारायण ॥
एकादश दिवस जागरण उपवास । बारावा दिवस भोजनाचा ॥
अवघीं कर्में झालीं घटस्फोटापाशीं । सबय एकेसी उरला नाहीं ॥
तुका म्हणे आता आनंदी आनंदु । गोविंदे गोविंदु विस्तारला ॥

### ૪ : દેહબુદ્ધિનાશથી દેહમાં દેવનો નિવાસ

'रहिमन् गलि है सांकडी । दूजो नहीं समाय ।
है आप तो हरि नहीं । हरि है आपुन नाहीं॥ '

### દેહમાં દેવનો નિવાસ થયો

જીવમાં કાં તો 'હું' અથવા તો 'દેવ' એ બેમાંથી એક

કરી શક્યા નથી તેનું હું જીભથી શું વર્ણન કરું ? તે જોઈને મારો જીવભાવ વિરમ્યો અને હું વિઠ્ઠલ જ થયો. હું તરી ગયો એમાં શંકા નથી. હવે મને કાંઈજ હરકત થનાર નથી, કેમકે દેહભાવ બાકી રહ્યો નથી. એવા સુખદ અંત સાથે હું વિઠ્ઠલરૂપી પિયરમાં આવ્યો, હવે શબ્દો ખૂટી પડ્યા છે. હું કેવળ આત્માનંદનો ઉપભોગ લેતો રહીશ.

डोळीयाचें देव आजि उभें ठेलें । निधान देखिलें पढरीचें ॥
काय तें वानावें वाचेंचें पाल्हें । वेदां न बोलवें रूप ज्याचें ॥
आनदाच्या रसें ओतीव चागलें । देखतां रंगलें चित्त माझें ॥
तुका म्हणे मी तो सगळाच विराळों । विठ्ठलचि झालों दर्शनानें ॥

उतरलों पार । सत्य झाला हा निर्धार ॥
आता नव्हे बाधा । कोणाविशीं कांही कदा ॥
तुका म्हणे काहीं । आतां उरलें ऐसें नाहीं ॥
सेवट तो भला । माझा बहु गोड झाला ॥
आलों निजाच्या माहेरा । भेटीं रखुमाइच्या वरा ॥
तुका म्हणे वाणी । गेली आता घेऊं धणी ॥

હું જ મારામાં જન્મી પોતાને પેટે આવ્યો

મેં મારા હૃદયમાં દેવના સ્વરૂપની જ્યોત જોઈ. ભવ સાગર તરી જવા માટે મને તે નાવ મળી. અજ્ઞાનનો દેહ તે સ્વરૂપમાં મળી ગયો. પ્રભો ! ચિત્ત તારા સ્વરૂપમાં મળી ગયું. દેહ તારા ચરણોમાં સ્થિર થયો. તારા સ્વરૂપનું દર્શન કર્યું; એટલે મને લાગ્યું કે જાણે મેં મારે પેટે જ જન્મ લીધો છે. હવે મારી હોંશ પૂરી થઈ, હું કૃતાર્થ થયો. બધી આશાઓ મટી ગઈ. જીવભાવે મરીને શિવરૂપે બળવાન થયો. મને દેખાતા રૂપ ભણી અને મારા ભણી, એમ બન્ને તરફ જોતાં મને લાગે છે કે બન્ને રૂપો હું જ છું. ઈશ્વરે અને મેં એકબીજાના ગોત્રનો ઉચ્ચાર કરી વંશની શુદ્ધિની ખાતરી

કરી લીધી છે. પૂર્વે સતોને કર્યા પ્રમાણે મને પણ ઐક્યનો અભિષેક કરી પ્રભુએ પાછલો ક્રમ અમલમા મૂક્યો છે. અને મને પોતાને પદે સ્થાપ્યો છે. ત્યા સ્વાતન્ત્ર્યનુ એકછત્ર ગુણકતુ હોઈ અનાહત નાદથી ગગન ગર્જે છે –

अज्ञान हा देहस्वरूपीं मीनला । सर्व आसानला देहभाव ॥
ज्ञानस्वरूपाची सागड मिळाली । अतरीं पाहिली ज्ञानज्योति ॥
तुका म्हणे चित्तस्वरूपीं राहिलें । देह विसावलें तुझ्या पायीं ॥
मीच मज व्यालों । पोटीं आपुलीया आलों ॥
आता पुरले नवस । निरसोनि गेली आस ॥
झालों बरा बळी । गेलो मरोनी ते काळीं ॥
दोन्हीकडे पाहे ॥ तुका आहे तैसा आहे ॥
शोधूनी अन्वय वशवशावळी । परस्पराकुळीं उच्चारण ॥
म्हणवीलें मागें पुढें चालें तसें । केला सामरस्यें अभिषेक ॥
एक छत्र झलकें उन्मनीं निशाणी । अनुहात ध्वनीं गगन गर्जे ॥
तुकया स्वामी स्थापी निजपदीं दासा । करूनी उल्हासा सप्रेमता ॥

પ્રભો ! મારા-તારામા ખરેખર ભેદ નથી, ભેદ હોવાનો આપણે માત્ર વિનોદ કરીએ છીએ. તે મારો આકાર ધારણ કર્યો છે હુય પ્રત્યક્ષ તારુ જ સ્વરૂપ છુ. હુ તારામા છુ. તું મારી પાસેથી સેવા લે છે તારામા હુ અચળરૂપે છુ. મારા આ ચળદેહને તારુ બળ છે તાત્પર્ય એ કે આપણા માત્ર નામમા જ તેટલી ભિન્નતા છે–પાણીમા મીઠુ ઓગાળ્યા પછી તેનાથી તે ભિન્ન કેમ રહી શકે? તે પ્રમાણે તારામા એકરસ થઈને હુ ઓગળી ગયો છુ. મારી અને તારી અસલ જ્યોત એક જ છે. ઈશ્વરે ખરેખર મારા પર અનુગ્રહ કર્યો અને મારામા તથા ઈશ્વરમા ભેદ હોવાનો ભ્રમ દૂર કર્યો. હવે જીવશિવ–મારી અને પ્રભુની એક જ પથારી થઈ. અમે એકરૂપ બન્યા અને હુ ૐકારના ઈશ્વરપદે જઈને

રહ્યો નહીં. એ પ્રલયમાં ઉદય અને અસ્ત અવશિષ્ટ રહેતા નથી. સઘળું વિશ્વ, દૈવીશક્તિના વિલાસનું સ્થાન હોવાનું ખરું જ્ઞાન પ્રાપ્ત થવાનો આજનો દિવસ આવ્યો. જીવભાવના ત્યાગથી એ મહાન રૂપમાં હું પણ વિલીન થઈ ગયો.

जिकडें पाहें तिकडे उभा । अवघ्या गगनाचा गाभा ॥
डोळां बैसलें बैसलें । रुप राहोनीं संचलें ॥
न वर्जितां दाही दिशा । जिकडे पाहें तिकडे सरिसा ॥
तुका म्हणे समपदीं । उभा दिठीचीये आधीं ॥
नभोमय झालें जळ । एकीं सकळ हारपलें ॥
आतां काय सारासारी । त्याच्या लहरी तयांत ॥
कैचा येथें यावासांडी । आप क्रोडी आपणा ॥
तुका म्हणे कल्प झाला । अस्तगेला उदयो ॥
धवळलें जगदाकार । अधार तो निरसला ॥
लपों जातां नाहीं ठाव । प्रगट पाहे पसारा ॥
खरीयाचा दिवस आला । वाढी न बोला पुरे ॥
तुका म्हणे जीवें साटीं । पडिली मिठी धुरेसी ॥

પ્રભો ! સર્વ નામરૂપાત્મક જગતમા તારાં જ પગલાંઓ છવાયેલાં છે. સમસ્ત પૃથ્વી પ્રભુ માટે પાટ થઈ, સર્વ કાળ સુદિન થયો. સર્વદા ચિત્તમા પ્રેમ ભરાઈ રહ્યો. સર્વ કાંઈ તું જ થવાથી જગતનો વ્યવસાય પૂરો થયો. હું જે કાંઈ બોલું તે તારી સ્તુતિ અને જપ છે; ભોજન કરું, તાંબૂલ સેવન કરું (પાન ખાઉં), તે તારી પૂજા અને નૈવેદ્ય છે; ચાલું છું તે પ્રદક્ષિણા અને સૂઉં છું તે દંડવત્ પ્રણામ છે; જે કાંઈ જોઉં છું તે સઘળું તારી મૂર્તિઓ છે; સઘળું જળ તે ગંગાજળ છે; બધાં ઘરો એ દેવળો છે; જે કાંઈ સાંભળું છું તે હરિનામ છે. એવા પ્રેમાનંદથી સદા તૃપ્ત થનારા અમે હરિના દાસ છીએ.

जेथें देखें तेथें तुझीच पाउलें । विश्व अवघें कोंदाटलें ॥
रूप गुण नाम अवघा मेघश्याम । वेगळें तें काय उरलें ॥
सदा सर्वकाळ सुदिन सुवेळ । चित्त प्रेमें भर्में धालें ॥ १ ॥
अवघा आम्हां तूंचि झालासी देवा । संसार हेवा कामधंदा ॥ २ ॥
वाचा बोलें तें तुझेंचि गुणवाद । मन जाप कथा स्तुति ॥
भोजन सारु ठायीं फळ तांबोल कांहीं । पूजा नैवेद्य तुज होती ॥
चालतों प्रदक्षिणा निद्रा लोटांगण । दंडवत तुजप्रति ॥
देखोनि दृष्टि परस्परें गोष्टी । अवघ्या तुझ्या मूर्ति ॥

અનન્ય સાક્ષાત્કારનું જ્ઞાનેશ્વરીમાં પણ બરાબર આવું જ વર્ણન કરેલું મળી આવે છે.

'एवं तो बोले तें स्तवन । तो देखे तें दर्शन । अद्वया मज गमन । तो चाले तेंचि । तो करील ततुली पूजा । तो कल्पी तो जप माझा । तो निजे तेंचि, कपिध्वजा । समाधी माझी ॥

( જ્ઞા. અધ્યાય ૧૮મો, ઓવી ૧૧૮૦–૮૧ )

રામ જ રાજા, રામ જ પ્રજા એમ સર્વ શુભ જ થયું

પાછલા પ્રકરણમાં ભક્તિના ફળરૂપે તુકારામને શું જોઈતું હતું એ બાબતનો વિચાર 'ऐसें भाग्य कई लाहतां होईन'–એવું ભાગ્ય કઈ રીતે પ્રાપ્ત થાય–એ અને બીજા ત્રણ અભંગોને આધારે કર્યો હતો. એ બીજા ત્રણ અભંગો ઈશ્વરે દર્શન આપી પોતાને કૃતાર્થ કરવા સંબંધે છે. પહેલામાં 'મને બધા માણસો બ્રહ્મરૂપ દેખાય; કામ ક્રોધાદિનો નાશ થઈ મારામાં દયા, ક્ષમા અને શાંતિ નિવાસ કરે; તીવ્ર વિવેક–વૈરાગ્યનું બળ મારામાં આવે અને એ બધા પર નવધા ભક્તિનો મુકુટમણિ શોભે એવી મારી વાસનાને, પ્રભો! તું જ પૂર્ણ કરી શકીશ.' એવી તેમણે ઈશ્વરને પ્રાર્થના કરી છે. તુકારામે જીવભાવ સમર્પણ કરીને કરેલી અનન્ય ભક્તિનું ફળ પ્રભુ પાંડુરંગે અનંત દયા વડે તેમને આપ્યું.

તેમને જોઈતું હતું તે સઘળું મળ્યું જ, પણ તેના કરતાં કેટલાય ગણું વધુ મળ્યુ. એવો પાંડુરંગ ઉદાર છે. તેના દર્શનથી તુકારામને અસીમ આનંદ થયો. તેને લીધે શરીર શીતળ બની ઇંદ્રિયોની દોડધામ મટી ગઈ. મન પ્રભુના ચરણોમાં સ્થિર થયુ. ભક્ત અને ભગવાન એવી દ્વૈતની અનુભૂતિમાં એ બધું થયું. આગળ જતાં 'દેવ હું જ છું' એવા પ્રકારની બ્રહ્માત્મભાવની તેમને પ્રતીતિ થઈ, બધા માણસો બ્રહ્મરૂપ છે; સમસ્ત વિશ્વમાં એક માત્ર ઈશ્વર જ વ્યાપ્ત છે એવો વિશ્વાસ બેઠો; એટલું જ નહીં પણ એ વિશ્વાસનું સહજ પરિણામરૂપ 'अहं ब्रह्मास्मि; सर्वं खलु इदं ब्रह्म; एकमेव अद्वितीयं ब्रह्म; प्रज्ञानं ब्रह्म' એવા કેવલાદ્વૈતના ઉચ્ચતમ પદનો સઘળો અનુભવ થયો. ભેદ પૂર્ણપણે મટી ગયો–'भेद पूर्णपणें नष्ट झाला' એમ તુકારામે કહ્યું છે. આ કેવલાદ્વૈતના, સર્વ કાંઈ ઈશ્વર જ છે એવા–અનુભવથી રામ એ જ રાજા, પ્રજા અને લોકપાલ થયો; બધું એકરૂપ થયુ. મંગળકારી ઉચ્ચારણ સિવાય બીજું કાંઈ ઉચ્ચારણ જ થતું નથી. સેવ્ય અને સેવકપણાનો ભેદ જ મટી ગયો. સર્વ કાંઈ ઈશ્વરથી ઠસોઠસ ભરાઈ ગયુ. ઈશ્વરની કૃપા થાય તો આ જ નેત્રો દિવ્ય નેત્રો બની તેમને થતું જ્ઞાન જ બ્રહ્મજ્ઞાન થાય છે, બહારથી કાંઈ જ લાવવું પડતું નથી; અથવા તો તરી જવા માટે ક્યાંય દૂર જવું પડતું નથી. તરંગો હોઈને પણ જેમ જળ જ સત્ય જણાય છે, તે પ્રમાણે ઈશ્વર પોતાનું રૂપ દેખાડે તે જ સાચું; જીવ અને વિશ્વ એ ભ્રમ કળાઈ આવે છે અને જીવભાવ બાકી રહેતો નથી.

राम राजा राम प्रजा लोकपाळ । एकचि सकळ दुजें नाहीं ॥
मगळावाचूनी उमटेना वाणी । अखंडचि खाणी एकी रासी ॥

मोडले हे स्वामी ठयाठाव सेवा । वाढवावा हेवा कोणन्या अंगें ॥
तुका म्हणे अवघे दुमदुमलें देवें । उरलें तें गावें हेंचि आतां ॥
जरि हा हो कृपा करील नारायण । तरी हेंचि ज्ञान ब्रह्म होय ॥
कोठोनीया कांहीं न लगे आणावें । न लगे कोठें जावें तरावया ॥
जरी देव काही धरील पै चित्तीं । तरी हेंचि होती दिव्य चक्षु ॥
तुका म्हणे देव दावील आपणा । तरी जीवपणा थार नाहीं ॥

એવું મહાપદ પામનારા સંતો અત્યંત વિરલ હોય છે. તુકારામ દેવ થયા, બ્રહ્મ થયા, જીવન્મુક્ત બન્યા.' એ અવસ્થામાં તેમની વૃત્તિઓ, ભાવનાઓ વગેરે કેવા પ્રકારની હતી, તે સંબંધે તેમણે ઘણા અભંગો લખેલા છે. તેમાંના થોડાક અભંગો વિષે વિચાર કરીએ.

'बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य, मायामूलत्वान्मे मोक्षो न बंधनम् ॥'

(મારા વિષે બદ્ધ અથવા મુક્ત એવું ગુણોને લીધે બોલાય છે, ખરાપણાથી નહીં. ગુણો માયામાંથી પેદા થયા છે તેથી મને બંધન કે મોક્ષ—બન્નેમાંથી કાંઈ જ નથી.) એ શ્લોકમાં દર્શાવેલા વિચારો પ્રમાણે તુકારામ પણ કહે છે, 'બંધન મૂળથી જ ખોટું, તો પછી મુક્તિ એટલેય શું? તે પણ ખોટી જ. મારું મન ભયને ભૂલી ગયુ છે. હું સુખપૂર્વક અદ્વૈતભાવથી માત્ર કીર્તન કરું છું. નાશ જ ખોટો, એટલે નાશ થતો જ નથી તો પછી હુમલો કોના પર કરું? અદ્વૈતભાવે નિર્વિકાર દેવ મને સહાયતા—મદદ કરનારો છે. સંસારની બીતિથી ક્યાંય નાસી જવાનું બની શકે તેમ છે જ નહીં. હવે શું કરવું? પ્રભો! હું તારો શું થાઉં છું કે જેથી આવી રીતે એકસરખો તું મારી પાછળ પડ્યો છે?

मुक्त कासया म्हणोनें । बंधन तें नाहीं ठावें ॥
सुखें करीतों कीर्तन । भय विसरलें मन ॥

देखिजेना नाश । घालू कोणावरी काम ॥
तुका म्हणे साहे । देव आहे तेसा आहे ॥
ससारान्या भेणें । पळो न लाहेसे केलें ॥
जेथें तेथें आपण आहे । आम्हीं करावें तें काय ॥
एकातासी ठाय । तिहीं लोकीं नाहीं वाव ॥
तुका म्हणे त्याये । तुझे घेतलें म्यां आहे ॥
'भ्रमेणाह भ्रमेण त्व भ्रमेणोपासका जना ।
भ्रमेणेश्वरभावत्व भ्रममूलमिद जगत् ॥'

દેવ જ પૂજાની સામગ્રી થયા તો હવે પૂજા શાથી કરું ?

(હુ, તું, ઉપાસના કરનારા લોકો, ઈશ્વર અને સર્વ જગત, એ ભ્રમ છે. એમા સત્ય કાઈ જ નથી.) આ શ્લોક માનુ તત્ત્વ તુકારામના અનુભવમા આવ્યુ. અને શ્રીમચ્છંકરાચાર્યની પરાપૂજામા કહેલા પૂજા કરવાના માર્ગમાના વિઘ્નો અદ્વૈતસ્થિતિમા તેમની આગળ પણ હાજર થયા. દ્વૈતભાવે 'ઈશ્વર છે' એવુ જગતમા કહેવડાવવુ, પણ અદ્વૈતભાવે તે અને ભક્ત એક જ હોવાથી ભક્તથી ભગવાન ભિન્ન નથી એવો અનુભવ લેવો. પ્રભો! હવે તારી પૂજા શાથી કરવી? જપ એ તારુ સ્વરૂપ છે, ફળ, તાબૂલ (પાન) અક્ષત (ચોખા) તુ જ આપે છે પછી તારુ તને શું અર્પું? ધાતુ અને અન્ન નારાયણ જ છે, તો પછી દક્ષિણા અને નૈવેદ્ય શાના કરુ? ગાયન એટલે ૐકાર, તાલ એ નાદ–બ્રહ્મનુ રૂપ, અને પૃથ્વી પણ દેવ જ છે, ત્યારે ગાયન, તાલ અને નૃત્ય પણ અશક્ય જ છે, ઠીક હવે તારુ નામ બોલુ છુ. તેમાં પૂજાના સર્વ ઉપચારો આવે છે. સર્વત્ર, પ્રભો! તું જ મારે માટે છે, એટલા માટે બીજા વિધિકર્મો કરવાના મારે માટે રહ્યા નથી. મન, વાણી અને કાયા તારા ચરણોમા અર્પ્યા છે, સર્વ કાઈ તું જ છે. તો પછી કયા પથરામા દેવત્વનો ભાવ

એવું; અને કયા પર પગ મૂકી ચાલું ? તું જ પિતૃસ્વરૂપ જનાર્દન છે, તો પછી તારાથી સ્વતત્ર શ્રાદ્ધકર્મો શા માટે જોઈ એ? મારો જીવતો જાગતો પિંડ જ તારે ચરણે ધરી હું નિશ્ચિત બન્યો છું.'

आहे ऐसा देव वदवावी वाणी । नाहीं ऐसा मनीं अनुभवावा ॥
×          ×          ×
कासयानें पूजा करूं केशीराजा । हाचि संदेह माझा फेडी आता ॥
उदकें न्हाणू तरी स्वरूप तें तुझें । तेथें काय माझें वेचे देवा ॥
फळदाता तूची तांबूल अक्षता । तरी काय अनंता वाहू तुज ॥
वाहू दक्षिणा तरी धातू नारायण । ब्रह्म तेंचि अन्न दुजें नाहीं ॥
गाता तो ओंकार टाळी नादेश्वर । नाचावया थार नाहीं कोठें ॥
तुका म्हणे मज अवघें तुझें नाम । धूपदीप रामकृष्णहरि ॥
कवणाचें कारण न लगेचि काहीं । सर्व सत्ता ठायीं तू मज एक ॥
कायावाचामन ठेविलें तुझें पायीं । आतां उरलें काहीं न दिसे देवा ॥
कवणा पाषाणासी धरूनीया भाव । कवणावरी पाय ठेवूं आता ॥
म्हणवूनी निश्चिंत राहिलों मनीं । तूचि सर्व खाणी देखोनीयां ॥
पितरस्वरूपी तूचि नारायण । सव्य तें करण अपसव्य ॥
तुका म्हणे जीत पिंड तुझ्या हातीं । देऊनी निश्चिंती मानियेली ॥

આ રીતે પૂર્ણ અદ્વૈતનો સર્વાત્મભાવનો અનુભવ થયા પછી સાધક દશામાં ભક્તિભાવની અને નામચિંતનની સ્ફુરણા આપનારુ પંઢરપુર તુકારામને કોક જુદા જ રૂપમાં દેખાવા લાગ્યુ. પોતાની ટેવ પ્રમાણે એ ભાવનુ વર્ણન કરવા માટે તેમણે પહેલાના જ શબ્દો પસંદ કર્યા. પણ માત્ર તેમનો અર્થ બદલાયો. તેઓ કહે છે: 'મારો દેહ એ જ પંઢરપુર, પ્રેમ એ પુંડલીક અને ભાવ એ ચંદ્રભાગા (નદી) છે. ત્યાં આત્મા એટલે વિઠ્ઠલ વિવેકની ઈટ પર ઊભેલો છે, એટલુ જ નહીં પણ આત્મારૂપ વિઠ્ઠલ સર્વત્ર વ્યાપ્ત છે. ક્ષમા અને

દયારૂપ રાહી અને રુખમાબાઈ તેમની બન્ને બાજુએ હોઈ વિવેક અને વૈરાગ્ય એ ગરુડ અને હનુમાનની જેમ તેમની આગળ હાથ જોડીને ઊભેલા છે. એવા પઢંરપુરનાં દર્શન કરી હું જન્મમરણમાંથી મુક્ત થયો.'

देह तो पढरी, प्रेम पुड्लीक । स्वभाव सन्मुख चद्रभागा ॥
विवेकाची वीट, आत्मा पढरीराव । जेथे तेथें देव ठसावला ॥
क्षमा दया दोन्ही राही रखुमाबाई । दोहीकडे बाही उभी असे ॥
विवेक–वैराग्य गरुड–हनुमत । कर जोडून तेथे सदा उमे ॥
तुका म्हणे आम्हीं देखिली पढरी । चुकविली फेरी चोर्यायशीची ॥ —

જે દેવ થયો તે જ બધાંને દેવ તરીકે જાણે છે

તુકારામે પોતાની જીવન્મુક્તાવસ્થાનું વર્ણન કર્યું છે. તેમાં ધ્યેયપ્રાપ્તિનો ઉત્સાહ; આત્મવિશ્વાસ અને નિશ્ચિંતતાનું સાત્વિક અભિમાન અને આવેશ; આનંદના અતિરેકનો દૈવી ઉન્માદ વગેરે અનેક ઉદાત્ત અને જ્વલંત ભાવનાઓ નજરે પડે છે. તેઓ કહે છે: 'વેદોનો ખરો મર્મ મને જ ખબર છે, કારણ કે મને તેમાંના તત્ત્વોનો અનુભવ છે. શબ્દોનું જ્ઞાન ધરાવનારા પંડિતો તો વેદોનો કેવળ ભાર વહન કરનારા છે. જમનારાને આવતો સ્વાદ ઊભા ઊભા જોનારાને કઈ રીતે ખબર પડે ? ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનું કારણ પરમેશ્વર છે. તે પરમેશ્વર જેમના હાથમાં છે તેમને એ ત્રણે વાતોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે બીજ (એટલે પરમેશ્વર) અમને મળી આવ્યું છે. એટલા માટે અમને સકળ વિશ્વનું જ્ઞાન છે. દાખલા તરીકે સઘળા જીવો બ્રહ્મસ્વરૂપ હોવાનું વેદો કહે છે તેનો મને અનુભવ છે. હું બ્રહ્મરૂપ છું. એ અનુભવ પરથી સર્વ જીવો બ્રહ્મ છે તે હું જાણું છું. જેમને પહેલો અનુભવ નથી તેમને બીજો અનુ

पुसाल तरी आम्हां वैकुंठीचा वास । परि नाहीं राह्यास ठाव कोठें ॥
तुका म्हणे आम्ही राजे त्रैलोक्याचे । परि नाहीं कोणाचे उणे पुरें ॥

## હું બ્રહ્મરૂપ બની નિરંજન નિરાકારમાં રહું છું

સર્વવ્યાપક, અનંત બ્રહ્મ સાથે ઐક્ય પામીને તુકારામ પણ સર્વવ્યાપક અને અનંત થયા. તેઓ કહે છે: 'અમે નિરંજન બ્રહ્મરૂપમાં ઘર બાંધીને તે નિરાકારમાં કાયમનો વસવાટ કર્યો છે. તેની સાથે અખંડ ઐક્ય પામીને તેમાં એકરસ થઈ ગયા છીએ, તદાકાર થયા છીએ; હવે અહંકાર રહ્યો નથી–તેથી ત્રણે ભુવન અમારો સ્વદેશ છે. પારકાં–પોતાનો ભેદ નથી એવા અમે મા–બાપ પાંડુરંગના લાડકા છીએ. દેહ વડે નહિ તો બ્રહ્માત્મભાવે મેં સર્વ કાંઈ જોયું; સઘળું હું પોતે જ થયો. હાથપગથી કાંઈ ન લેવા છતાં બધું લીધું; ન ખાતાં ખાધું; ન બોલતાં બોલ્યો; કાનોએ જે ન સાંભળ્યુ તે બધું 'મને' સાંભળ્યું.

निरंजनीं आम्ही बांधियेलें घर । निराकारीं निरंतर राहिलों आम्ही ॥
निराभासीं पूर्ण झालों समरस । अखंड ऐक्यास पावलों आम्ही ॥
तुका म्हणे आतां नाहीं अहंकार । झालों तदाकार नित्य शुद्ध ॥

आमुचा स्वदेश । भुवनत्रयामध्यें वास ॥
आइबापाचीं लाडकीं । कळों आलें हें लोकिकीं ॥
नाहीं निपराद । कोणा आम्हांमध्यें भेद ॥
तुका म्हणे नाम । अवघें आमचें हें धाम ॥
न देखोनी कांहीं । म्यां पाहिलें सकळ ही ॥
झालों अवघीया परी । मी हें मारों टेलें दुरी ॥
न घेतां घेतलें । हातपाय उगतले ॥
रातलें न रातां । रसना रस घाटी घेतां ॥
न बोलोनी बोलें । बेवें प्रगट झालें ॥
नाईकलें कानीं । तुका म्हणे आलें मनीं ॥

ત્રણે ભુવનમાં નિવાસ કર્યો. બ્રહ્મસ્વરૂપે સર્વવ્યાપક બનીને સર્વ વાતોનો એકસાથે જ અનુભવ લીધો. તેવી જ રીતે તે જ ઈશ્વરસ્વરૂપે સઘળાં પુણ્યકર્મો પણ કર્યાં; કારણ કે એક ઈશ્વર જ કર્તા છે અને તુકારામ ઈશ્વરસ્વરૂપ થયા તેથી ઈશ્વરે કરેલાં સર્વ કર્મો, એટલે જગતમાંનાં સઘળાં કર્મો તુકારામે જ કર્યાં એમ પોતાની મેળે જ સિદ્ધ થાય છે. એનો મર્મ આપણને સમજાય નહિ. બ્રહ્માત્મભાવ અને વિશ્વાત્મભાવ થયેલા સત્પુરુષોને જ તે વાતનો મર્મ કળાય અને તેમને જ તેનો અનુભવ થાય છે. કાંઈ નહિ તો, આપણે શબ્દોથીય એ અનુભવની વિશાળતા સાંભળી રાખવી. એવું પ્રેરણાત્મક શાબ્દજ્ઞાન પણ બીજે ક્યાંય પ્રાપ્ત થવું મુશ્કેલ છે. તુકારામ કહે છે: 'મેં સર્વ પ્રાણીઓને અન્નજળથી સંતુષ્ટ કર્યાં; સઘળી ભૂમિનું દાન કર્યું; પર્વકાળ પવિત્ર હોય છે તે પ્રમાણે સઘળા સામાન્ય કાળને પણ પવિત્ર કરી નાખ્યો; સર્વ તીર્થોમાં ભ્રમણ કર્યું; યજ્ઞયાગ કર્યા અને એ કરવાથી મળેલું સઘળું પુણ્ય મેં ઈશ્વરને અર્પણ કર્યું. હવે પ્રવૃત્તિ અને નિવૃત્તિ–બન્નેને ઉકાળીને (એટલે માયા અને પરમાર્થ સાધનની પેલી પાર જઈને) બ્રહ્મસ્વરૂપત્વનું રસાયન તૈયાર કર્યું છે. એ બ્રહ્મરસનો પાક તૈયાર થતાં અનુભવના મુખ વડે મેં તેનું સેવન કર્યું. સાધનરૂપે દરેક કોળિયે તે ગ્રહણ કરતાં અનુભવના બળે શરીરમાં તે એકરસ થયો. એ રસાયનના સેવનથી મારો ભવરોગ મટી જઈ મને પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થયુ અને નિજ આત્મરંગની કાંતિથી હું શોભવા લાગ્યો.'

अवघ्या भूतांचें केलें संतर्पण । अवघीच दान दिली भूमी ॥
अवघाचि काळ दिनरात्र शुद्धि । साधियेला विधि पर्वकाळ ॥

એટલા માટે તે ભૂતદયાનું આ નાજુક બંધન જીવનમુક્તોના અંતઃકરણમાં પણ કાયમ રાખે છે; અને તેમની મારફતે જગતના ઉદ્ધારનું, જગતને શાશ્વત સુખનો માર્ગ સતત દેખાડવા માટેનું કાર્ય કરાવી લેતો હોવાનું જણાય છે. કેવલાદ્વૈતનો અનુભવ લઈને કૃતાર્થ થયેલા તુકારામ જગત પર ઉપકાર કરવા પૂરતા અવશિષ્ટ રહ્યા; લોકોનું દુઃખ તેમનાથી જોવાયું નહીં એટલા માટે સુખનો સાચો અને સરળ માર્ગ દેખાડવા માટે તેમણે ભક્તિનો ઉપદેશ કર્યો, અનુભવનો રસ જગતને પીરસ્યો; ધર્મનું પાલન અને પાખંડનું ખંડન કર્યું. તેમના આ કાર્યનું એટલે કે તેમના ભક્તિદર્શનના સ્વરૂપનું વર્ણન, આ પુસ્તક કરતાં અગાઉ લખેલા 'भक्तिचा डांगोरा'–ભક્તિનો ઉદ્‌ઘોષક–નામના પુસ્તકમાં, કર્યું છે. તેથી તે પુસ્તકનો અલ્પ સારાંશ આ પુસ્તકમાં આપવાનું ઉચિત અને ઉપયોગી જણાયાથી અહીં આપવામાં આવે છે.

તુકારામના અભંગો એટલે આધ્યાત્મિક ભાવગીતો : એ અભંગોમાંથી તેમણે ઉપદેશ કર્યો છે. એ ગીતો ઊર્મિપ્રધાન હોવાથી છંદશાસ્ત્રની પદ્ધતિને અનુસરી ન રચાયાં હોય તે પણ બનવા જોગ છે. એ ભાવગીતોમાં લય કરતાં ભાવ–અર્થને પ્રાધાન્ય અપાયું છે; એટલા માટે 'तुकाराम: भक्तिचा डांगोरा' અર્થાત્ ભક્તિનો ઉદ્‌ઘોષક–તુકારામ : એ નામના પુસ્તકમાં, ચૂંટી કાઢેલા અભંગોને આધારે, તેમના ઉપદેશની વેદાંત અને સાક્ષાત્કાર–શાસ્ત્રની પદ્ધતિએ રજૂઆત કરી છે, તેના જ સમર્થનરૂપે પ્રસ્તુત વિષય અહીં રજૂ કરવાનો છે.

૧ પહેલું સાધન : નિત્યાનિત્યવિવેક

દેહ અને દેખાતું આ જગત પણ નાશવંત, અનિત્ય ? અસાર છે, તેનાથી અવિનાશી સુખ મળવાનું નથી.

એકમાત્ર ઈશ્વર જ નિત્ય, અક્ષય અને સારભૂત હોઈ ને અખંડ અને અવિનાશી સુખ તેના ચરણોમાં પ્રાપ્ત થાય છે. આ નિત્યાનિત્યવિવેક જાગૃત રહેવો જોઈએ. ઈશ્વરપ્રાપ્તિ માટેનાં ચાર સાધનોમાંનું એ પહેલું સાધન છે; એમાંથી પરમાર્થની શરૂઆત થાય છે. એ સંબંધમાં તુકારામ કહે છે: 'લોકો મોતને ભૂલી જાય છે; બીજાઓને ચિતા પર બળતાં જોઈ ને પણ સાવધ થતાં નથી. સગાંવહાલાંઓને પોતાની નજર આગળ મરતાં જોઈ ને, પોતાનાં ગાત્રો ક્ષીણ અને જીર્ણ થતાં જોઈને પણ તેઓ નફકરા રહે છે એ શું આશ્ચર્ય નથી? અરે! એમની પાસે એવું તે કયું બળ છે? અંતે કોણ ખપમાં આવનારું છે. સગાંવહાલાઓ તો આપચા–લીધા ના, સ્વાર્થના સાથીઓ છે અને ધન તો વળી અંતકાળે કશા કામમાં આવતું નથી. આ વાત લોકોને કેમ સમજાતી નહીં હોય? ઘડપણના દુ:ખની અને ફજેતાની ભીતિ એમને કેમ લાગતી નહી હોય? પ્રારબ્ધના ફળ ભોગવવામાંથી ભલભલાઓ પણ છટકી શકયા નથી તો સામાન્ય માણસોની તો કોણ જાણે કેવી ગતિ થશે?' એવા બધા ભયોની સ્મૃતિ આપીને દુ:ખી હૈયે તેઓ કહે છે: 'ભાઈઓ! સંસારમાં સુખ નથી, દેહને મોત જરૂર ભરખી જશે. તમારાં મા–બાપ પણ અજ્ઞાની જ છે, તેમને પણ કલ્યાણનો સાચો માર્ગ ખબર નથી તેથી તેમને પગલે ચાલતા તમારું કલ્યાણ થવાનું નથી. એટલા માટે, આ બધા દુ:ખમાંથી ઊગરી જવા ખાતર પ્રભુના ચરણોનું ચિંતન કરો અને તેને શરણે જાઓ. તે કર્તા છે, સઘળી સત્તા તેની છે. માણસ નિમિત્તનો ધણી છે. મોટી મોટી આશાઓ અને ખોટી તૃષ્ણાઓ સેવશો નહીં. પેટપૂરતું અનાજ અને તન ઢંકાય તેટલા વસ્ત્રથી

એટલા માટે તે ભૂતદયાનુ આ નાજુક બધન જીવનમુક્તોના અત કરણમા પણ કાયમ રાખે છે, અને તેમની મારફતે જગતના ઉદ્ધારનુ, જગતને શાશ્વત સુખનો માર્ગ સતત દેખાડવા માટેનુ કાર્ય કરાવી લેતો હોવાનુ જણાય છે કેવલ દ્વૈતનો અનુભવ લઈને કૃતાર્થ થયેલા તુકારામ જગત પર ઉપકાર કરવા પૂરતા અવશિષ્ટ રહ્યા, લોકોનુ દુ ખ તેમનાથી જોવાયુ નહી એટલા માટે સુખનો સાચો અને સરળ માર્ગ દેખાડવા માટે તેમણે ભક્તિનો ઉપદેશ કર્યો, અનુભવનો રસ જગતને પીરસ્યો, ધર્મનુ પાલન અને પાખડનુ ખડન કર્યું. તેમના આ કાર્યનુ એટલે કે તેમના ભક્તિદર્શનના સ્વરૂપનુ વર્ણન, આ પુસ્તક કરતા અગાઉ લખેલા 'भक्तिचा हागोरा'— ભક્તિનો ઉદ્ઘોષક—નામના પુસ્તકમા, કર્યું છે તેથી તે પુસ્તકનો અલ્પ સારાશ આ પુસ્તકમા આપવાનુ ઉચિત અને ઉપયોગી જણાયાથી અહી આપવામા આવે છે

તુકારામના અભગો એટલે આધ્યાત્મિક ભાવગીતો એ અભગોમાથી તેમણે ઉપદેશ કર્યો છે એ ગીતો ઊર્મિપ્રધાન હોવાથી છદશાસ્ત્રની પદ્ધતિને અનુસરી ન રચાયા હોય તે પણ બનવા જોગ છે એ ભાવગીતોમા લય કરતા ભાવ–અર્થને પ્રાધાન્ય અપાયુ છે, એટલા માટે 'तुकाराम भक्तिचा हागोरा' અર્થાત્ ભક્તિનો ઉદ્ઘોષક–તુકારામ એ નામના પુસ્તકમા, ચૂટી કાઢેલા અભગોને આધારે, તેમના ઉપદેશની વેદાત અને સાક્ષાત્કાર–શાસ્ત્રની પદ્ધતિએ રજૂઆત કરી છે, તેના જ સમર્થનરૂપે પ્રસ્તુત વિષય અહી રજૂ કરવાનો છે

પહેલુ સાધન નિત્યાનિત્યવિવેક

દેહ અને દેખાતુ આ જગત પણ નાશવત અનિત્ય અને અસાર છે, તેનાથી અવિનાશી સુખ મળવાનુ નથી

પુરુષનાં આવાં લક્ષણો જાણી લઈ તે પ્રમાણે વર્તો. આ મનુષ્યજન્મમાં જ ઈશ્વરપ્રાપ્તિ કરી લેવી સહેલી છે. તેથી આત્મકલ્યાણ સાધી લો. આ નારાયણ રસથી ઘણાંને ફાયદો થયો છે. એનાથી ભવરોગ મટી જઈ કૈવલ્ય–મોક્ષ પ્રાપ્ત થાય છે. જન્મમરણનો પાશ તૂટે છે. જો વિષયોના ઉપભોગમાં જ શરીરનો ઉપયોગ કરાય તો તે અપવિત્ર, અમંગળ અને દુઃખકારક છે, પણ ઈશ્વરપ્રાપ્તિ ભણી જો તેને વાળવામાં આવે તો તે પવિત્ર, મંગળ અને સુખકારક થશે. એવું જાણી લઈ ને પ્રભુચરણોના ચિંતનમાં ડૂબકી મારવી. ઇંદ્રિયોની દોરવણી પ્રમાણે વિષયોની પાછળ ન દોડવામા જ અખંડ અવિનાશી સુખ છે.'

ઉપર કહ્યા પ્રમાણે બુદ્ધિમાં વૈરાગ્ય ઉત્પન્ન થઈ તે અનિત્યની ઇચ્છા અને આશા છોડી; નિત્ય એવા ઈશ્વરની પ્રાપ્તિ માટેનો નિશ્ચય કરે તોપણ મન અને ઇંદ્રિયો બુદ્ધિની પાછળ જવા માટે તૈયાર થતાં નથી. તેઓ તો વિષયોની પાછળ જ દોડે છે. તેમને હમેશાં અત્યંત પ્રયત્નપૂર્વક વિષયોમાંથી પાછાં વાળી ઈશ્વર ભણી વાળવાં પડે છે.

હવે આ ત્રીજું સાધન એટલે શમદમાદિ ષટ્સપત્તિ અથવા ચિત્તશુદ્ધિ; પોતાના દોષો–દુર્ગુણો કળાય છે ખરા, પણ છોડી શકાતા નથી. ચંચળ મન સ્થિર રહેતું નથી. ત્યારે વળી નામસ્મરણ તો કેમ જ થાય? એટલા માટે ચિત્તશુદ્ધિનો દુર્ગુણ ત્યજીને સદ્ગુણના સંગ્રહનો ઉપદેશ તુકારામ આપે છે.

### ૧ શમદમાદિ ષટ્ સંપત્ અને મુમુક્ષુત્વ

તેઓ કહે છે: 'શરમ અને ચિંતાને તમારા મનમાં ઉતારો આપશો નહિ. ખોટી શરમ અને ચિંતા આડે આવતાં રામ કેમ મળશે? પ્રભુ સર્વનું પોષણ કરે છે તો

પછી આખો વખત પેટની ચિંતા શા માટે કર્યા કરો છો? તેના પર ભરોસો રાખો તો તે તમારી ઉપેક્ષા ક્યારેય નહિ કરે. સાડાત્રણ હાથ ધરતી અને એક શેર અનાજ: એટલું જ તમને જોઈએ છે, તો પછી નકામી તૃષ્ણાઓ વધારી શમને શા માટે ભૂલો છો? અને વળી તૃષ્ણાઓ વધારવાથી નસીબ ફેરવાશે કે? સંતોષમાં જ ખરું સુખ છે. સંતોષ રાખો. પરસ્ત્રી અને પારકું ધન, એમને વિષે સખત નફરત રાખો. દ્વેષ અને ક્રોધથી પાપ થાય છે. એટલા માટે પારકાંઓનું ભૂંડું તાકી પાપરૂપી પૂંજી એકઠી કરશો નહીં. કીર્તિ અને મોટાઈના મોહમાં ફસાશો નહીં; તેમનાથી ઠગાઈ જવાય છે, ભક્તિના વ્યાપારનો નાશ થાય છે. લોકોના રંગમાં મળવાથી તે જ (વિષયોનો) રંગ આપણને પણ લાગશે, એટલા માટે લોકોના આચાર–વિચારમાં ભળશો નહીં–એકરસ થશો નહીં. યોગ સાધવાની ઇચ્છા હોય તો આશાને સમૂળ કાઢી નાખો. ક્યાંનીય લિપ્સા રાખશો નહીં. ઇંદ્રિયોનું દમન કરો; દિલમાં ક્ષમા રાખો. એ બધું થવા માટે મનને ફોસલાવી–ખુશ કરી કબજામાં લો. સદ્‌ગતિ અને અધોગતિ પામવાનું કારણ મન હોવાથી તેને શુદ્ધ કરો. મને ન કર્યું હોય અને શરીરથી થયું હોય તોપણ તે ત્યાગ જ છે; બાહ્ય ત્યાગ કરીને મનમા તેનું ધ્યાન રહ્યું હોય–કાંઈક ગર્વ અનુભવાતો હોય, તો તે ત્યાગ નહીં પણ ફજેતો કહેવાય. એટલા માટે દંભ છોડી, પોતે જ પોતાના સાક્ષી બની મન શુદ્ધ કરો અને ખરેખરા પવિત્ર બનો. 'મારું તારું' છોડો, અહંકારને હાંકી કાઢો, એ જ સાચો ત્યાગ: સર્વ દ્વંદ્વોનો ત્યાગ એ જ સાચી પવિત્રતા. તાત્પર્ય એ છે કે સાધકની દશા ઉદાસીન–નિરપેક્ષ હોવી જોઈએ. તેને અંદર કે બહારની કોઈ ઉપાધિ

ન હોવી જોઈએ. તેણે મિતાહારી થવું. નિદ્રા અને સુખની ઈચ્છાને જીતવી એટલે ગુરુકૃપાથી તેને જ્ઞાન પ્રાપ્ત થશે.'

ચોથું સાધન મુમુક્ષુત્વ એટલે કે ઈશ્વરપ્રાપ્તિની તીવ્ર ઈચ્છા : કારણ કે ઈશ્વરપ્રાપ્તિથી મોક્ષ મળે છે. પાછલાં ત્રણ સાધનોમાં ખાસ કરી અનિત્ય માયાના ત્યાગનો વિચાર કરાયો. આ ચોથા સાધનમાં નિત્ય એવા ઈશ્વર વિષે વિચાર કરવામાં આવે છે. ઈશ્વરપ્રાપ્તિથી થનારા કલ્યાણનો વિચાર કરી તેની પ્રાપ્તિ એ જ જીવનની સાર્થકતા છે, એ વાત મનમાં ઠસાવવાની છે. જીવનમાંનાં મૂલ્યોનુ પરિવર્તન કરી, એક માત્ર ઈશ્વર સિવાય બીજું સર્વ અસાર છે એ સમજી લઈ ઈશ્વરપ્રાપ્તિરૂપ ધ્યેયને સિદ્ધ કરવાના નિશ્ચયનું નામ મુમુક્ષુત્વ : તે દૃઢ થવા માટે તુકારામ કહે છે, 'સર્વ પ્રકારનું કલ્યાણ, નિત્યત્વ, વિશ્રાંતિ ઈશ્વરના ચરણોમાં છે તેથી તેનું સ્મરણ કરવું. તે વિશ્વંભર છે; તમારીય ચિંતા તેને છે. કેવળ તેનું ધ્યાન ધરો. શું તેને તમારો ભાર લાગવાનો છે? તેની પાસે શું ઓછું છે કે ભિખારી બની બારણે બારણે ફરવું? દેવની સોબતમાં દેવ થશો, દુનિયાની સોબતમાં પતન પામશો. જે ગમે તે ધરો. નારાયણરૂપી ધન ગાંઠે બાંધી દેવ થશો તો બીજાઓને પણ દેવ બનાવશો. 'મારું-મારું' એવા ખોટા છંદમાં પડી ભૂંડા અને દુષ્ટ બનશો તો બીજાઓને પણ દુષ્ટ બનાવશો. આ રીતના એ બે માર્ગો છે, તો આગળ એમાંના સન્માર્ગે ગયેલાંના જ પગલે ચાલી નામસંકીર્તનથી વિઠ્ઠલરૂપી ધન ગાઠે બાંધવું; જન્મમરણ ટાળવાં અને જીવપણાને છેડો ફાડી આપી પોતાને પિયેર જતા રહેવું એ શું યોગ્ય નથી? જબર પુણ્યફળને લીધે જ નરદેહ મળે છે. તે છે, તેટલા વખતમાં ઈશ્વરપ્રાપ્તિ કરી લો.

હરિની ભક્તિ કરો; નામસ્મરણ કરો. નામ લીધા વગર આયુષ્ય વેડફી નાખશો નહીં. દેહ મજબૂત છે, સત્સંગ પણ લાધ્યો છે; તેનો ખરો ફાયદો ઉઠાવી લો. હરિનામનું વ્યસન લગાડો; અનન્યભાવે, રાતદિવસ ઈશ્વરનું ચિંતન કરો. ચિત્તમાં–મનમાં, ઊંઘતાં–જાગતાં હમેશાં અંતઃકરણમાં પાંડુરંગનું સ્મરણ કરતા રહો, ઈશ્વરના ચરણોમાં જ પોતાનું ચિત્ત એકસરખું લાગેલું રહે એવું પ્રેમસુખ તેની પાસે માગો. એવા આ પરમાર્થસાધનથી સચ્ચિદાનંદ–પદવી પ્રાપ્ત કરી કૃતકૃત્ય અને ધન્ય થાઓ.'

સંતો જ પ્રભુની મૂર્તિ છે, તેમનો જીવ એ જ દેવ

ઈશ્વરપ્રાપ્તિને માર્ગે ગયેલા સંતોનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખી સાધકે તેમને માર્ગે જવાનું છે. તેમના આચારવિચારોનું વલણ પોતાના આચારવિચારોને આપવાનું છે. એટલા માટે સ્વભાવધર્મ, આચરણ, સાધન અને વૃત્તિનું જ્ઞાન મેળવી લેવું જરૂરી છે. તેવી જ રીતે તેમને ભક્તિનું ફળ શું મળ્યું, ઈશ્વર અને તેનો સંબંધ કેવા પ્રકારનો હોય છે, પ્રભુ તેના પર કઈ રીતે પ્રેમ રાખે છે, એ સમજાયાથી ભક્તિ કરવા માટેનો ઉત્સાહ વધે છે, સ્ફૂર્તિ આવે છે. એ માટે ઈશ્વરનો ભક્ત પરના પ્રેમનો પણ વિચાર કરવો જોઈએ. એ બે વિષયોનો હવે વિચાર કરવાનો છે. પરંતુ એ, પહેલાં સાધનચતુષ્ટય સંબંધી એક વાતની ચોખવટ કરવાનું જરૂરી જણાય છે.

એ ચારે સાધનો પૂર્ણપણે પચાવી લીધા પછી જ ભક્તિસાધનની શરૂઆત કરાય; એવું કાંઈ નથી. તેમ કરવાનું કહેવામાં આવે તો ભક્તિની શરૂઆત ક્યારેય થાય નહીં. સાધનચતુષ્ટય નિત્યાનિત્ય-વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્

સંપત્, મુમુક્ષુત્વ અને ભક્તિ એ પરસ્પર અવલંબી અને એકબીજાને ઉપકારી છે. તેમની પરસ્પર વૃદ્ધિ એકબીજાની મદદથી, ધીમેધીમે અનેક સોપાનોથી થાય છે. એટલે સાધન-ચતુષ્ટયની સામાન્ય પ્રાપ્તિ થતાં ભક્તિસાધન કરવાની યોગ્યતા આવ્યાનું સંતો જણાવે છે.

તુકારામ જેવા શ્રેષ્ઠ સંતે કરેલું સંતોનું વર્ણન અત્યંત સ્ફૂર્તિદાયક, આનંદપ્રદ અને પ્રેમપૂર્ણ હોય એમાં આશ્ચર્ય શું ? સંતો વિષે તેઓ લખે છે :

'શકુન કહેનારા, ભૂતભવિષ્ય ભાખનારા, ભૂવાઓ, ધૂળ–રાખની ચપટી આપનારાઓ, દોરાધાગા કરનારાઓ અથવા કોરું બ્રહ્મજ્ઞાન દેનારા લોકો સંત હોતા નથી. જેમને પ્રભુ પર સંપૂર્ણ પ્રેમ છે, જેઓ દેહ વિષે ઉદાસીન બની આશાના ફાંસાને તોડી નાખીને એક માત્ર નારાયણને જ પોતાના મનનો અને ઇંદ્રિયોનો વિષય બનાવે છે તેઓ સંત હોય છે. ત્યાગ અને શાંતિ, એ તેમની સંપત્તિ છે. વાસનાનો ત્યાગ કરી, ગુજરાન પૂરતું મળી રહેવાથી સદા સંતુષ્ટ રહી તેઓ હમેશાં એકાંતમા આત્મવિચારમાં મગ્ન હોય છે. સમસ્ત વિશ્વ જ વિભુ છે એવા અનુભવથી તેમના કામ-ક્રોધ નષ્ટ થયા હોવાથી તેઓ સર્વ પ્રાણીઓને સરખાં ગણે છે. હમેશાં પરોપકાર કરવામાં આનંદ માને છે. સર્વને પોતાના જેવાં માને છે. સર્વત્ર એક જ આત્મા વ્યાપ્ત છે એવા અનુભવને લીધે તેમનાથી પારકાઓનુ દુઃખ જોઈ શકાતું નથી. તેમનું ચિત્ત માખણ જેવું નરમ હોવાથી દુઃખી આત્માઓને તે પોતાના કહે છે. એવા સંતો સાક્ષાત્ પ્રભુની મૂર્તિ જ હોય છે. સદા ઈશ્વરના પ્રેમથી પૂર્ણ અને સર્વ ભાવોથી ઈશ્વરને શરણે ગયેલાઓ તે સંતો જ સાચા

સગા છે. તેમની કરેલી સેવા ઈશ્વરને પહોંચે છે, પછી ભલેને તેઓ ગમે તે જાતિના કાં ન હોય! તેઓ જે કુળ કે દેશમાં જન્મે તે કુળ અને તે દેશ પવિત્ર થાય છે. વિઠ્ઠલરૂપ અવિનાશી, અપાર સંપત્તિ તેમના ઘરમાં ખડકાયલી હોવાથી ચિંતા તો તેમની પાસે ફરકી શકતીય નથી; તેમની પાસે સદા આનંદ જ આનંદ હોય છે. વિઠ્ઠલ નામની ગર્જના કરનારા; ભક્તિસુખથી માતા થયેલા એ સંતો કળિકાળ ઉપર શાસન ચલાવે છે. મોક્ષ અને સિદ્ધિ તેમને ઘેર પાણી ભરે છે, માયા ઉત્પન્ન જ થઈ નથી. એક માત્ર ઈશ્વર જ સર્વ-કાંઈ છે એવા અનુભવથી તેઓ દેવ જેવા દયાળુ હોય છે. તેમનો જીવ જ દેવ: પોતાના જીવના ભોગે તેઓ દુનિયાનાં દુઃખો દૂર કરે છે. મોક્ષનો સરળ માર્ગ જગતને દેખાડે છે. ભક્તરાજ! તારો મહિમા કોણ વર્ણવી શકે? સંતનો મહિમા એક માત્ર સંત જ જાણી શકે. સંતો દેવ થયેલા હોય છે તોય જગતમાં ભક્તિપ્રેમસુખ વધારવા માટે તેઓ ઈશ્વરથી અભિન્ન હોઈને પણ ભક્ત અને ભગવાન એવો ભેદ રાખી રહે છે. સંતોના જેવું દાન કોઈ આપી શકતું નથી. તેમના જેવા ઉદાર તેઓ પોતે જ હોય છે. તેમનો ભેટો થતાં જ પાપ, તાપ અને દીનતાનો નાશ થાય છે. તેમના ચરણોના દર્શનથી મારું મન પૂર્ણ સંતુષ્ટ થયું. એવા સંતોનો મહિમા હું પામર શું વર્ણવી શકવાનો હતો?'

સંતોના વર્ણન પ્રમાણે જ ઈશ્વરના ભક્તો પરના પ્રેમનું વર્ણન કરતાં તુકારામમાં કૃતજ્ઞતા, પ્રેમ, ઉત્સાહની ભરતી આવે છે. તેઓ હાથ ઊંચા કરીને કહે છે: 'ઈશ્વરના ભક્તને ભય અને ચિંતા હોતાં નથી. નારાયણ તેમનાં દુઃખ ટાળે છે. માત્ર થોડું ધૈર્ય ધરવું જોઈએ; અને પછી તો

નારાયણ પાસે જ આવી ઊભો રહે છે. ગિરિકંદરાઓમાં તપ કરવા બેઠેલા યોગીઓની પાછળ દોડી ઈશ્વર તેમની ભૂખ-તરસ મટાડે છે. તે એકલો જ તેમનો મિત્ર છે. તેની કૃપાથી વિષ પણ અમૃત બને છે. ભગવાન ભક્તોનો દાસ છે. ભક્તોના વચનોને તે પ્રમાણ માને છે. 'ફાવે તે માગો' એમ કહી તે ઉદાસીન ભક્તોની પાછળ પાછળ દોડે છે. કશું જ ન માગતાં માત્ર સેવા કરતા રહેનારા ભક્તનું ઋણ અદા કરવા માટે ઈશ્વર હમેશાં તેની સેવા કરવા માટે દોડતો ફરે છે. તે પોતાના ભક્તોનો દાસ છે. ભક્તોને માટે તે કવચ છે. તે અત્યંત કોમળ અને દયાળુ છે. તે નિર્ગુણ હોવા છતાંય ભક્તો ખાતર સગુણરૂપ ધારણ કરી તેમનું સર્વ પ્રકારે કલ્યાણ કરે છે. તેને નામરૂપ નથી; પરંતુ વિઠ્ઠલ માવડી સર્વત્ર વ્યાપ્ત છે એવો ભક્તોને અનુભવ થાય છે. ભક્તને લીધે ભગવાન અને ભગવાનથી ભક્ત પરસ્પર શોભે છે. ભક્તોના પ્રેમને લીધે તે સગુણ અને નામરૂપયુક્ત બન્યો, નહિ તો તેનુ વળી રૂપ કેવું અને તેની સેવા પણ કેમ કરી શકાઈ હોત? તેવી જ રીતે તેના વિના ભક્તોને નિષ્કામતાય કોણે આપી હોત? મા અને બાળક એ પ્રમાણે તે એકબીજાની પ્રેમજાળ છે. ભક્ત ન માગે તોય તેને ભાતું આપીને તેનો શ્રમ તે દૂર કરે છે. ભક્તના પ્રેમભાવ આગળ ઈશ્વરનુંય બળ ચાલતું નથી. ભક્ત ભગવાન પર શાસન ચલાવે છે. એવા ભક્ત ભણી વાંકી નજરે જોવાની કોની તાકાત છે? મન સ્થિર કરી તેની દયા યાચવી; પછી ભક્તના જીવને પોતાના જીવ સાથે તે મેળવી લે છે. ભક્તનું રક્ષણ કરવું એ જ એક ઈશ્વરનું જીવનકાર્ય છે. હમેશાં નિર્ગુણમાં છુપાઈ રહેનારો ઈશ્વર, ભક્તની હાક સાંભળતાં જ સગુણ

પવિત્ર ત્રિવેણીસંગમ થાય છે. જેનાથી દેહભાવ મટી જાય એવો પ્રેમ એ દેવનું દેણું છે. એવા વધતા રહેતા પ્રેમથી હરિના ભક્તો નામસંકીર્તન કરતા હોય છે. તેમની વાણી અમૃતની ખાણ જ હોય છે. એટલા માટે ભલેને સાત દિવસના ઉપવાસ થાય, શરીરના બે કટકા થાય તોય નામ જપ છોડવો નહીં; અને એટલું થાય તો પછી ભગવાન અવશ્ય તેની પાસે જ નિવાસ કરશે.'

નામજપ અને નામસંકીર્તન એ સાધનોને સત્સંગ અતિ ઉપકારક છે. સત્સંગતિમાં એમને સાધન બનાવતાં ચિત્તશુદ્ધિ, ભાવનાનો ઉત્કર્ષ અને શ્રદ્ધાની દૃઢતા થઈ સાધનામાં સરળપણું આવે છે. તેને પાનો ચઢે છે. તુકારામ લખે છે: 'સંતો લોકોને માટે સારાં કામો કરીને તેમને માર્ગ-દર્શન કરાવે છે–દોરવણી આપે છે. પોતાની સોબતથી તેઓ લોકોને પવિત્ર કરે છે. તેમની કરેલી સેવા પ્રભુને પહોંચે છે. તેઓ ઈશ્વરના અંગો છે. તેમની સોબતથી તૃષ્ણા અને વ્યાધિ મટે છે, અમૃતની પ્રાપ્તિ થાય છે, આશાઓ સમૂળગી નાશ પામે છે, તેમની કૃપાનું દાન ક્યારેય ખૂટતું નથી સંતોના ચરણોની સેવા કરવાથી જ્ઞાન પ્રાપ્ત થઈ મોક્ષ મળશે. સારાંશ એ છે કે, અખંડ અચ્યુતનું નામસ્મરણ કરનારા સંતોની વાણી પવિત્ર અને કલ્યાણકારી હોય છે. તે જ આખા જગતનો ઉદ્ધાર કરે છે. તેના ચિંતનથી પાપીઓ તરી જાય છે. એટલા માટે સાધકોએ સંતોની ચરણસેવા કરી તરી જવું.'

પ્રભુના ચરણોમાં અનન્યભાવ એ જ ભક્તિનું રહસ્ય છે

સાધનમાર્ગ પર ચાલતી વખતે સાધકની વૃત્તિ અને આચરણ કેવા જોઈએ એ વિષે સંતોએ કેટલોક મર્મ સમજાવ્યો છે. સાધનનું અસરકારકપણું તેના પર અવલંબે છે.

એ મર્મ સંબંધે તુકારામના અભંગોમાં અતિસૂક્ષ્મ વિવેચન કર્યું છે. તેઓ કહે છે : 'ધૈર્યપૂર્વક, સંકટોથી ન ગભરાતાં, વિઠ્ઠલમાં પ્રાણપણે અનન્યભાવ રાખવો, એ ભક્તિનો મર્મ છે. એવા અનન્યભાવથી મન, વાણી અને કાયાથી પ્રભુ સાથે જોડાવું. એટલે પછી ભગવાન ભક્તની ચિંતાઓ વહે છે. એ જ આનંદનું સ્થળ છે. એ માટે અંતઃકરણમાંના છ વિકારોનો નાશ થવો જોઈએ. મન નિર્મળ બની સંકલ્પો અને કામનાઓ દૂર થવાં જોઈએ. પોતાના મનને સાક્ષી રાખી ભાવને અનન્ય અને મજબૂત કરવો. પછી તેના આધારથી પરમાર્થ સારી પેઠે સાધી શકાય છે. માર્ગમાં આવનારા હર્ષ અને ક્રોધ સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. દેહભાવથી મૃત પ્રમાણે રહેવું. દેહ ભણી ધ્યાન જ જવા ન દેવું. દંભ ત્યાગીને ખરા ભાવથી સાધન કરવાં જોઈએ. ખોટા જ્ઞાનના અભિમાનથી મુક્તિને બહાને સ્વૈરપણું આવી પતન થશે. માટે ભક્તિની સાચી ઉન્માદ અવસ્થા પ્રાપ્ત થતાં સુધી નીતિધર્મ કડકપણે પાળવા જોઈએ. સખત પ્રયત્ન કરવામાં આવતાં ઈશ્વર પ્રાપ્તિ માટે મોડું થતું નથી. 'धांवे त्याला फावें'–દોડે તે પામે એટલા માટે આળસનો ત્યાગ કરી તાકીદે સાધન કરવું જોઈએ. દેવની જ સ્મૃતિ થાય, તેવા ઉપાયો કરવા. નારાયણની કૃપાથી જ ભક્તિનું પ્રેમસુખ મળશે અને સાક્ષાત્કાર થશે. તેની કૃપા મેળવવા માટે નિશ્ચિંતપણે બેસી નામસ્મરણ કરવું. ગૂંચવણો બાજુએ હટાવી ભક્તિનો આ સન્માર્ગ ગ્રહણ કરવો અને એની પાછળ આયુષ્યનો ઉપરટપકેથી હિસાબ જોઈ લઈ નીડરતાથી આગળ ને આગળ ડગ ભરતા રહેવું. પ્રભુની પ્રેમરૂપી દોરી તૂટવા ન દેવી. ઈશ્વરનો ભાર ઈશ્વર ઉપર નાખી દઈ તેના ચરણોનું અખંડ ચિંતન કરવું. વિકલ્પો–સંદેહોનો નાશ કરી

વૃત્તિથી અલગ થઈ જવું, એ જ સાચો સંન્યાસ છે. સારાંશ એ કે, 'હું અને મારું' છોડવાં. માયા વિષે આસક્તિ ન રાખવી. મન સ્થિર રાખવું. વાસનાઓનો નાશ કરવો. ઇંદ્રિયો જીતવી અને નામસ્મરણ કરતા રહેવું. તેમ કરવાથી આનંદ થાય છે. એ જ ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ છે. આડે આવતા અભિમાનને જીતવું જોઈએ, તે વજ્ર કરતાંય કઠણ છે. એક માત્ર નામસ્મરણથી જ અભિમાન નષ્ટ થઈ શકશે.'

સાધકનું આચરણ કેવું હોવું જોઈએ તે વિષે પણ તુકારામે કહ્યું છે: 'લોભ રાખવો નહીં. ગુજરાન પૂરતાં અનાજ-લૂગડાં અને રહેવા માટે ઝૂંપડું મળે એટલે થયું. લોકલાજ છોડી દઈ, ઝાડની છાલ પહેરીને પણ એકાંતમાં નામ સ્મરણમાં કાલક્ષેપ કરવો. ચિત્તને ક્યાંય બંધન ન હોવું જોઈએ. પારકી નિંદા કરવી નહીં. સંતોના ચરણોમાં વિનય રાખવો, અને તો પરોપકાર કરવો, યાચના કરવી નહીં. પ્રાણીઓમાં દયા રાખવી. કોઈની અદેખાઈ કરવી નહીં, બધાંમાં સમ ભાવ રાખવો. બધાં પ્રત્યે નમ્રતા રાખવી. દુર્જન, નિંદાખોર અને અભક્તની સોબત ક્યારેય કરવી નહીં. વ્યર્થ શોક કરવાથી કાંઈ જ વળતું નથી, માટે ખોટી ચિંતાઓ કે વ્યર્થ સંતાપ કરવાં નહીં. ઈશ્વરની મરજી પ્રમાણે જ બધું થાય છે, માટે ઈશ્વર પરથી ભાર ક્યારેય કાઢી નાખવો નહીં. તારી મૂડી તે તારું મન: તેને તું કેટલે ઠેકાણે લગાડીશ? ચિત્તમાં પાંડુરંગને સ્થિર અને દૃઢ કર. નરદેહ ધારણ કરી કરવાનું કામ તે નામસ્મરણ. છેવટ સુધી તેના પર ભાવ ટકી રહેવો જોઈએ. વચમાં જો બુદ્ધિ ફરી ગઈ તો બધી ખટપટ નકામી. એટલા માટે પ્રણયપણાથી ભક્તિમાર્ગમાં લાગવું જોઈએ. 'देह जावों अथवा राहों। पांडुरंगीं दृढ

ભાવો '–દેહ જાય કે રહે, પણ પાંડુરંગમાં ભાવના દૃઢ રાખી રહેવું એવું શૂર છૂટવું જોઈએ. હરિનો માર્ગ શૂરવીરોનો છે, કાયરોનું તે કામ નથી; ઈશ્વરભક્તિ એ જીવ સટોસટનો ખેલ છે. મનને ઘોંચપરોણો કરતા રહી તેને સદા જાગૃત રાખવું જોઈએ. સર્વ વિષયોનો ત્યાગ કરી, ઈશ્વરમાં ચિત્ત રાખવું એ કોળિયે કોળિયે વિષ સેવન કરવા જેવું અત્યંત કઠણ કામ છે. તેને જે કોઈ કરી શકે તે જ ઈશ્વરપ્રાપ્તિ કરી લઈ ધન્ય થશે. અહીં શૌર્યની કિંમત છે. તકલીફ તો છે, પણ તેવું જ તેનું ફળ પણ મધુર અને ઉજ્જવળ છે. હરિન ભક્તને ઈશ્વરના દર્શનથી, સર્વકાળ અને દિશાઓ શુભ અને કલ્યાણકારી બની જાય છે'

'મને લઈ જા '–એવી પ્રભુને વિનતિ

તુકારામે ઉપદેશેલો ભક્તિમાર્ગ આવા પ્રકારનો છે. તેનું ફળ, તે સાક્ષાત્કાર. સાક્ષાત્કારનું વિસ્તારપૂર્વક વર્ણન પાછલા પ્રકરણમા કરાયું જ છે. દરેક ભક્તને પોતાની સાધના પ્રમાણે અને ભાવ પ્રમાણે તેવા પ્રકારનું કાંઈ પણ ખાસ ફળ મળશે. તુકારામની કૃતાર્થતા એટલે તેમના જેવા અનન્ય ભક્ત સિવાય કોઈનેય સાક્ષાત્કાર ન થાય; તોપણ જરા જેટલોય સાક્ષાત્કારનો લાભ મેળવનાર મનુષ્યને ધન્ય છે; એવું સંતોનું વચન છે. 'देखे जो खसखस ! मुरीद मरे तो वसवस' (ખસખસના દાણા જેટલોય પણ જો ઈશ્વરનો પ્રકાશ જોવા મળે તો જીવન સાર્થક થયુ સમજવું; પછી માણસ મૃત્યુ પામે તોપણ કશી હરકત નથી) એવો સાક્ષાત્કારનો મહિમા છે.

મોક્ષ: ઘણા સમય સુધી પોતે સેવન કરેલો ભક્તિરસ લોકોને વહેંચીને, હરિએ તુકારામના મુખેથી બોલાવેલા ઉપદેશની જગત ઉપર મેઘવૃષ્ટિ કર્યા પછી, જગતમાં પ્રેમસુખ

વધારવા માટે અભેદપણે રાખેલો ભક્ત અને ભગવાનનો ભેદ પણ તેમને નહિવત્ જણાવા લાગ્યો; અને દેહના બંધનનો છેવટનો તાંતણો તોડી નાખી પ્રભુ પાસે જવાની ઉત્કટ ઇચ્છા તેમને થવા લાગી. એ સઘળા પ્રસંગોનું મોક્ષના અભંગોમાં અત્યંત અંતસ્તલસ્પર્શી વર્ણન તેમણે કર્યું છે. તેમણે સનકાદિક દયાળુ સંતોને વિનતિ કરી કે પ્રભુને મારી યાદ આપો અને મારે માટે તુરત કોઈ ખેપિયાને–સંદેશવાહકને મોકલવા માટે તેને કહો.

तुम्ही सनकादिक संत । म्हणविता कृपावंत ॥
एवढा करा उपकार । देवा सांगा नमस्कार ॥
भाकोनी करुणा । विनवा पंढरीचा राणा ॥
तुका म्हणे मज आठवा । मूळ लवकरी पाठवा ॥

તેમણે કરેલી વિનતિ પ્રમાણે સંતો તરફથી તેમને સંદેશો મળ્યો કે પ્રભુ ખેપિયો મોકલે છે. એ સાંભળી તુકારામને અતિ આનંદ થયો. સર્વને ખાઈ જનારું મોત તેમને પિયેર જતી કન્યાના ઉત્સવપ્રસંગ જેવું લાગતું હતું. તેઓ અત્યંત પ્રેમ અને આનંદથી કહેવા લાગ્યા: 'હું હવે મારે પિયેર જવાનો. મારી મા મને તેડવા માટે આવે છે, તેના ભણી મારી આંખો લાગેલી છે. ચિત્ત દેવના આગમન માટે ઉત્કંઠિત થવા લાગે તે જ તેના આવવાની નિશાની છે.

आपुल्या माहेरा जाईन मी आता । निरोप या संतांहातीं आला ॥
सुखदु:ख माझें आईकिलें कानीं । कळवळा मनीं करूणेचा ॥
करुनी सिद्ध मूळ सारलें भातुकें । येती दिसे एक न्यावयासी ॥
त्याचि पंथें माझें लागलेसें चित्त । वाट पाहे नित्य मोहराची ॥
तुका म्हणे आता येतील न्यावया । अंगें आपुलीया मायबाप ॥

× × ×

उत्कंठित झालें मन । तेंचि खूण तेथींची ॥

શંખચક્ર, ગદાધારી ભગવાન ગરુડ ઉપર બેસીને આવતા તુકારામને દેખાયા. તે મેઘના જેવી શ્યામવર્ણ મૂર્તિ જોઈને તુકારામને આનંદ થયો. પ્રભુના પીતાંબરના તેજથી ચારે દિશાઓમાં દિવ્ય પ્રકાશ પથરાયો. પ્રભુના મુકુટ અને કુંડળના તેજથી સૂર્યનું તેજ પણ ઢંકાઈ ગયુ. 'नामी नामी भक्तराया' બીશો નહીં, ભક્તરાજ, બીશો નહીં—એવું દેવે તેમને અભય-વચન આપ્યું.

पैल आले हरी । शंख चक्र शोभे करी ॥
गरुड येतो फडात्कारें । नामी नामी म्हणे त्वरे ॥
मुगुट मंडलाच्या दीप्ति । तेजें लोपला गभस्ति ॥
मेघश्यामवर्ण हरि । मूर्ति डोळस साजिरी ॥
चतुर्भुज वैजयंती । गळां माळ हे रुळती ॥
पीतांबर झळके कैसा । उजळल्या दाही दिशा ॥
तुका झालासे संतुष्ट । घरा आलें वैकुंठपीठ ॥
शंख चक्र गदा पद्म । पैल आला पुरुषोत्तम ॥
नामी नामी भक्तराया । वेगीं पावलो सखया ॥
दुरुनी येता दिसे दृष्टि । धाके दोष पळती सृष्टी ॥
तुका देखोनी एकला । वैकुंठाहूनी हरी आला ॥

તુકારામના આનંદને સીમા રહી નહીં, તે દેવની સામે જવા રવાના થયા. પ્રેમસુખની તૃપ્તિ મેળવવા માટે તેઓ દંડવત્ પ્રણામ કરતા જવા લાગ્યા. તે વખતે મા-બાપ જેવા દયાળુ સંતો, આગળ આવ્યા અને તેમણે તુકારામને ભેટીને પ્રભુના ચરણો પર મૂકયા.

चला जाऊं रे सामोरे । पुढें भेटों विठ्ठलपुरें ॥
तुका आनंदला मनीं । कैसा जातो लोटांगणीं ॥
फेडावया धणी । प्रेमसुखाची आज ॥
पुढें आले कृपावंत । मायबाप साधुसंत ॥
तुका आलिंगिला बाही । ठेविला विठोबाचे पायीं ॥

## છેવટે અમને પ્રભુ મળ્યા

તુકારામ માટે મોટા ઉત્સવ જેવી પણ તેમના સર્વ ભક્તજનોને દુઃખના દરિયામાં ડુબાડનારી તે છેલ્લી ઘડી આવી પહોંચી. તુકારામ અત્યંત પ્રેમથી બધાંઓનો સંદેશો લેવા લાગ્યા. 'તમે બધા હવે મને સંભારતા રહી ઘેર પાછા જાઓ. કર્મધર્મના યોગે તમારાં બધાંનું કલ્યાણ થાય એવો મારો તમને આશીર્વાદ છે. મને નાનેથી મોટો કરી પ્રભુના હાથમાં સોંપ્યો, તેથી મને મારી ફિકર જ રહી નહીં. હું મારા સર્વ ભાવોથી જેને અનુસર્યો, તે મારા પ્રાણેશ્વર-પાંડુરંગની સાથે મારે અત્યારે જવાનું છે. હવે જો તમારી સાથે સ્નેહ વધારું તો મને જવા માટે મોડું થાય. એટલા માટે તમે તમારાં મનને શાંત કરો. આ જ છેવટની અને છેલ્લી મુલાકાત છે. હવે પછી અમારે વિષે માત્ર વાતો જ કરવાની બાકી રહેશે.'

सकळही माझी बोलवण करा । परतोनी घरां जावें तुम्ही ॥
कर्मधर्मे तुम्हा असावें कल्याण । घ्या माझें वचन आशीर्वाद ॥
वाढवूनी दिलों एकाचिये हातों । सकळ निश्चिंती झाली माझी ॥
आतां मज जाणें प्राणेश्वरासवें । मी माझीये भावें अनुसरलों ॥
वाढविता लोभ होईल उशीर । अवघेंच स्थिर करा चित्त ॥
तुका म्हणे आता झाली हेचि भेटी । उरल्या त्या गोष्टी बोलावया ॥

આટલું કહી તેમણે બધાંને નમ્રપણે વિનતિ કરી: 'અમારા પર તમારી કૃપા બની રહે. ઘણા લાંબા સમયથી પાંડુરંગ મારી રાહ જોઈ ઊભા છે. તે મને વૈકુંઠમાં બોલાવે છે.' આ પ્રમાણે છેવટે અંત સમયે તુકારામને વિઠ્ઠલની પ્રાપ્તિ થઈ અને તેઓ વૈકુંઠે ગયા.

आम्ही जातों तुम्ही कृपा असों द्यावी । सकळा सांगावी विनति माझी ॥
वाड चेळ झाला उभा पांडुरंग । वैकुंठा श्रीरंग बोलावीतो ॥
अंतकाळीं विठो आम्हांसी पावला । कुडीसहित झाला गुप्त तुका ॥

ત્રણુસો વર્ષ વીતી ગયા છતાં આ મોક્ષને લગતા અભંગો વાંચતાં 'धन्य आम्ही तुका ऐकिचेला'–તુકારામના અભંગો સાંભળી અમે ધન્ય થયા છીએ–એમ જણાઈને અંતઃકરણુ ભરાઈ આવે છે, ગળું ગદ્ગદિત થાય છે અને આંખમાં ઝળઝળિયાં આવે છે. તો પછી તે વખતે, જેમણે તેમનું ચરિત્ર જોયુ હશે, તેમની અમૃતવાણી સાંભળી હશે અને તેમની ઈશ્વરતુલ્ય મૂર્તિનાં દર્શન કર્યાં હશે, તેમણે 'धन्य आम्ही तुका देखियेला–તુકારામને અમે જોયા છે તેથી અમે ધન્ય છીએ' એવી ભક્તિભાવથી ગર્જના કરી હશે. તેમનો કંઠ નિઃશ્વાસથી રુંધાઈ ગયો હશે. હૈયું દુઃખથી ડુભાયુ હશે; તો તેમા આશ્ચર્ય શું? આ પ્રસંગે થયેલા દુઃખનું વર્ણન કરનારા કાન્હોબાનો એક જ અભંગ તે વખતના તુકારામના ભક્તોના દુઃખની કલ્પનાનો ખ્યાલ આપવા માટે પૂરતો થઈ પડશે.

दुरें दुभागलें हृदयसंपुष्ट । गहिंवरें कंठ दाटताहे ॥
ऐसें काय केलें सुमित्रा सखया । दिलें टाकोनीया वनामाजीं ॥
आकदतीं बाळें करुणावचनीं । त्या शोकें मेदिनी फुटों पाहे ॥
काय हें सामर्थ्य नव्हतें तुजपाशीं । सगे न्यावयासी अंगभूता ॥
तुज ठावें आम्हां कोणी नाहीं सखा । उभय लोकीं तुका तुजवीण ॥
कान्हा म्हणे तुझ्या वियोगें पोरकीं । झालों देरे भेटी बंधु राया ॥

તુકારામનો દેહ અદૃશ્ય થયો તોયે તેઓ ગયા નથી. મૃત્યુ વિષે રામદાસે કહ્યા પ્રમાણે 'ऐसे सर्व ही गेले । परि येक-

विउरले। जे स्वरूपाकार झाले। आत्मज्ञानी ' ॥ બધાઓ મૃત્યુને માર્ગે જાય છે, આત્મજ્ઞાની પુરુષ માત્ર સ્વરૂપાકાર ધારણ કરીને અમર થાય છે. તુકારામ આત્મજ્ઞાની છે. તેઓ સ્વરૂપ–આકાર થયા છે. માત્ર પોતાની અભંગવાણીથી જ નહીં પણ સ્વરૂપાકારથી, પણ તેઓ જગતની ઉપર કલ્યાણનો છંટકાવ કરતા હોવા જોઈએ. એવા સ્વરૂપાકાર સંતો જ મનુષ્યોની આશાનું ઠેકાણું છે. મનુષ્યને અત્યંત વહાલું લાગતું વિશ્વબંધુત્વ તેમને માર્ગે જઈને જ પ્રાપ્ત થશે, એવો અનેક મહાપુરુષોનો વિશ્વાસ છે.

हरिः ॐ तत्सत्



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# આ સંસ્થાના ઉપયોગી ગ્રંથો

## ધર્મગ્રંથો

તુલસીકૃત રામાયણ ૧–૨ ૧૦–૦
વાલ્મીકિ રામાયણ ૧–૨ ૧૧–૦
ગિરધરકૃત રામાયણ ... ૪–૮
શ્રીરામચરિતમાનસ–મૂળ ૨–૦
તુલસી રામાયણનાં
મહાવાક્યો (આ. શ્રે.) ૦–૮
શ્રીમદ્ ભગવતી
(દેવી) ભાગવત .. ૬–૦
શ્રીશિવમહાપુરાણ ૧–૨ ૧૨–૦
એકાદશ સ્કંધ
(શ્રીમદ્ ભાગવતનો) ૨–૮
એકનાથી ભાગવત
(ભાગવતનો એકાદશ સ્કંધ) ૫–૦
મહાભારત ભાષાંતર
(સાત ગ્રંથોમાં) ૫૨–૦
શાંતિપર્વ–મહાભારતનું ૮–૮
શ્રીમદ્ ભાગવત ૧–૨ ૧૦–૦
વિષ્ણુપુરાણ ... ૪–૦
એકાદશ ઉપનિષદ ... ૩–૦
બૃહદારણ્યક ઉપનિષદ ૨–૦
સો ઉપનિષદો ... ૫–૦
તૈત્તિરીય ઉપનિષદ (આ.શ્રે.) ૦–૩
મોહમુદ્ગર અને બીજાં
દશ રત્નો ... ૧–૦
શતશ્લોકી અને બીજાં
ચાર રત્નો ... ૦–૧૨
સ્તોત્રસંગ્રહ ... ૦–૧૦
સર્વવેદાંત સિદ્ધાંત-સારસંગ્રહ ૧–૪
વિવેકચૂડામણિ ... ૦–૧૨

*

હસ્તામલકસ્તોત્ર અને
વાક્યસુધા ... ૦–૨
પ્રશ્નોત્તરમાળા અને
જીવન્મુક્ત આનંદલહરી ૦–૩
વચનામૃત (સ્વામી
સહજાનંદજી કૃત) ... ૫–૦
શિક્ષાપત્રી ... ... ૦–૬
જપજી ... ... ૦–૧૦

## ભગવદ્ગીતાઓ

| | | | |
|---|---|---|---|
| ભગવદ્ગીતા–પુરુષાર્થ–બોધિની ટીકા ... | ૧૨–૮ | જ્ઞાનસત્રગીતા (ગુજરાતી લિપિ)... | ૧–૪ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા–શાંકરભાષ્ય ... | ૪–૦ | શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) | ૦–૮ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા–નીલકંઠી ટીકા સાથે | ૩–૦ | પંચરત્નગીતા (મૂળ મૂળ) | ૦–૮ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૪–૮ | * | |
| પંચરત્ન ભગવદ્ગીતા (સટીક) | ૨–૦ | ગીતાસાર ... ... | ૦–૪ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (મોટા અક્ષરોમાં) | ૦–૧૨ | ગીતાપોથી ... | ૦–૬ |
| જ્ઞાનસત્રગીતા ... | ૧–૪ | ગીતાસંકલન ... | ૦–૩ |
| | | ઉત્તરગીતા ... | ૦–૬ |
| | | શ્રીમદ્ ભગવદ્ગીતા (૧૨ અને ૧૫ અધ્યાય) | ૦–૩ |

## નીતિગ્રંથો

| | | | |
|---|---|---|---|
| સુબોધક નીતિકથાઓ | ૧–૦ | તંત્રકથા (અચિત્ર) | ૧–૪ |
| બળવાન બનો ... | ૦–૧૨ | * | |
| દૃષ્ટાંતશતક .. | ૧–૪ | પરવાળાં ... ... | ૦–૩ |
| વિદુરનીતિ ... | ૧–૦ | વ્યવહારમાળા ... | ૦–૮ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર .. | ૦–૧૨ | વૈરાગ્યશતક ... | ૦–૪ |
| મનુસ્મૃતિ .. ... | ૪–૮ | નીતિશતક ... | ૦–૪ |
| હિતોપદેશ (સર્વાં૦ શ્રેણી) | ૧–૪ | વિજ્ઞાનશતક ... | ૦–૬ |
| તંત્રકથા (સચિત્ર) | ૧–૮ | પરમહંસ શ્રીરામકૃષ્ણદેવનાં વચનામૃતો ... | ૦–૬ |
| | | વિવેકવિચાર ... | ૦–૬ |

## वेदांत–तत्त्वज्ञान

| | | | |
|---|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ ૧–૨ | ૧૪–૦ | મોક્ષમાળા .. ... | ૧–૪ |
| પક્ષપાતરહિત અનુભવપ્રકાશ | ૫–૦ | ઉપદેશસારસંગ્રહ ... | ૧–૮ |
| પંચદશી ... ... | ૪–૮ | ભક્તિયોગ (ભા. ૮ મો) | ૨–૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧–૦ | * | |
| ધર્મજ્યોતિ (સ્વામી પ્રકાશાનંદજી) .. | ૧–૮ | સ્વમા ... ... | ૦–૮ |
| વેદાંત–રસબિંદુ ... | ૦–૧૨ | લઘુ યોગવાસિષ્ટસાર .. | ૦–૬ |
| મનુષ્યધર્મ . . | ૧–૦ | જ્ઞાનલહરી ... .. | ૦–૮ |
| શ્રીવેદાંતમાર્ગદર્શિની | ૧–૮ | દૃગ્દૃશ્યવિવેક .. | ૦–૨ |
| સનાતન ધર્મ ... | ૧–૦ | ધ્યાન અને જ્ઞાન . | ૦–૩ |
| મહાવાક્ય રત્નાવલી . | ૦–૧૨ | વિચારસૂર્યોદય | ૦–૪ |
| વિચારસાગર (પદ્ય) . | ૦–૬ | યોગવાસિષ્ઠના સૂત્રો | ૦–૪ |
| સૂર્યકાંત . .. | ૨–૦ | પાંડવગીતા . | ૦–૪ |
| આત્મસાક્ષાત્કારની કસોટી | ૧–૪ | તંત્રની સાધના . | ૦–૪ |
| પંચીકરણ . . ... | ૧–૦ | શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ૧લો | ૦–૮ |
| જીવન્મુક્તિવિવેક | ૧–૪ | વિચારમાળા .. | ૦–૮ |
| ધમ્મપદ .. | ૧–૦ | સત્સંગમાળા | ૦–૬ |
| સ્વરૂપવિચાર . | ૦–૧૦ | સમાધિશતક ... | ૦–૮ |
| | | જ્ઞાનેશ્વર ને ચાંગદેવ.. | ૦–૬ |
| | | પ્રવાસી | ૦–૬ |
| | | પુરોગામી . | ૦–૪ |

## गझलो–लोकगीतो

| | | | |
|---|---|---|---|
| વિશ્વજ્યોતિ .. . | ૦–૪ | મનને ... .. | ૦–૩ |
| ગુજરાતના લોકગીતો | ૧–૪ | શ્રીમંતોના સડો | ૦–૪ |

## બાલોપયોગી

| | | | |
|---|---|---|---|
| બાલભારત ... ... | ૧–૮ | જગતમાં જાણવા જેવું | ૦–૧૨ |
| બાલરામાયણ ... .. | ૧–૦ | હાસ્યતરંગ ... ... | ૦–૧૨ |
| બાલસદ્બોધ ... ... | ૦–૮ | પ્રકાશનાં પગલાં (સચિત્ર) | ૦–૧૨ |
| વિદ્યાર્થી ... ... | ૦–૮ | ગુજરાતના સેવકો ... | ૦–૧૨ |
| વિક્રમની વાતો . | ૨–૮ | સાહસકથાઓ ... | ૦–૧૨ |
| બિરબલ અને બીજા ... | ૨–૦ | પાંચ લોકકથાઓ .. | ૧–૮ |
| બોધક જીવનપ્રસંગો | ૦–૮ | વૈતાલની વાતો .. | ૧–૮ |
| પ્રમાણિક બાળકો ... | ૦–૫ | * | |
| દયાળુ બાળકો ... | ૦–૬ | કાકાનો સંજય ... | ૧–૧૨ |
| કુમાર કથાઓ ... | ૦–૮ | રાજર્ષિ ... ... | ૨–૦ |
| આદર્શ બાળકો ... | ૦–૬ | * | |
| વીર બાળકો ... | ૦–૬ | વસંતનું આગમન ... | ૦–૪ |
| વીર બાળાઓ ... | ૦–૫ | આકાશના તારા ... | ૦–૬ |
| સદ્ગુણી બાળકો ... | ૦–૧૦ | અમારા માધવકાકા ... | ૦–૩ |
| ઠંડા પહોરની વાતો ... | ૦–૧૨ | સૌથી પહેલા દાદાજી... | ૦–૬ |
| બરાસ–કસ્તૂરી ... | ૦–૮ | કુણાલ ... ... | ૦–૮ |
| સુંદર કામદારની વાતો | ૦–૧૨ | ધાણીચણા ... | ૦–૪ |
| ઈસપની બાળવાર્તાઓ | ૧–૪ | બાળકોનો આનંદ ... | ૦–૩ |
| અરેબિયન નાઈટ્સ ... | ૩–૦ | બાળકોની રીતભાત ... | ૦–૪ |
| મહાભારતની નીતિકથાઓ | ૧–૪ | બાળકોના આચાર ... | ૦–૪ |
| ગજરામારુ ... ... | ૦–૧૦ | સદ્બોધવાટિકા ... | ૦–૩ |
| કહેવતો ... ... | ૧–૪ | પ્રૌઢ વાચનપોથી ... | ૦–૪ |
| * | | પ્રૌઢ વાચનપૂર્તિ ... | ૦–૪ |
| ભીમનાં પરાક્રમો ... | ૧–૮ | શિશુસાથી ભા. ૧–૨–૩ | |
| ગદાધારી ભીમ .. | ૨–૪ | દરેકના ... | ૦–૨ |
| વિશ્વની વિચિત્રતાઓ | ૦–૧૨ | | |

| | | | |
|---|---|---|---|
| દેશપાડો ... ... | ૦–૪ | કચ્છુ અને બચ્છુ ... | ૦–૬ |
| વિધિના લેખ અને બીજી વાતો | ૦–૫ | રમૂજી ટુચકા ... | ૦–૬ |
| સમીસાંજની વાતો ... | ૦–૬ | કેરીની મોસમ અને બીજી વાતો ... | ૦–૫ |
| શેઠ સગાળશા | ૦–૪ | નંદબત્રીસી ... | ૦–૫ |
| ધીરામારુની વાર્તા ... | ૦–૫ | તરંગલોલા ... | ૦–૬ |
| ઢોલામારુ ... | ૦–૬ | બાળકોની વાતો (ભાગ ૧લો) | ૦–૬ |
| સિંદબાદનાં સાહસો ... | ૦–૮ | સદ્ગુણી પુત્રી ... | ૦–૬ |
| એક હતો શેઠ . ... | ૦–૪ | | |
| એક હતાં શેઠાણી .. | ૧–૮ | | |

## धर्मकथा–प्रार्थना

| | | | |
|---|---|---|---|
| શ્રી એકાદશીમાહાત્મ્ય | ૧–૮ | પ્રભુમય જીવન | ૦–૧૨ |
| શ્રી ચંડીપાઠ ... | ૧–૪ | મનોબોધ | ૦–૮ |
| શ્રી સત્યનારાયણની કથા | ૦–૧૦ | * | |
| નિત્યપાઠ ( સાદું પૂંઠું ) | ૦–૧૨ | નારાયણકવચ ... | ૦–૮ |
| ,, ( પાકું પૂંઠું ) | ૧–૦ | શિવમહિમ્નઃસ્તોત્ર ... | ૦–૮ |
| જપ અને નામસ્મરણ | ૧–૦ | શ્રીવિષ્ણુસહસ્રનામ .. | ૦–૪ |
| તુલસીસતસઈ | ૧–૮ | ગજેન્દ્રમોક્ષ .. | ૦–૬ |
| અવધૂતગીતા | ૧–૪ | ભગવત્પ્રસાદ ... | ૦–૪ |
| અષ્ટાવક્રગીતા | ૦–૮ | કંઠાભરણમ્ ... | ૦–૩ |
| તુકારામ ગાથા ૧–૨ | ૬–૦ | બંસીમાં ભગવાને શું ગાયું ? | ૦–૩ |
| આખ્યાનમાળા (ભાગ ૧લો) | ૩–૦ | ગંગામાતા ... | ૦–૬ |
| સંતની વાતો | ૧–૮ | દત્તાત્રેય અવધૂત ... | ૦–૪ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ | મણિરત્નમાળા ... | ૦–૧॥ |
| | | ગીતાંજલિ ... | ૦–૬ |
| | | ઉચ્ચ જીવન ... | ૦–૪ |

## आरोग्य अने वैदक

| | | | |
|---|---|---|---|
| સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથ) | ૧૫–૦ | ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો … … | ૦–૧૦ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ્ટ | ૧૨–૦ | ખોરાકના ગુણદોષ … | ૦–૧૨ |
| રસતંત્રસાર અને સિદ્ધ-પ્રયોગસંગ્રહ … | ૧૦–૦ | * | |
| ભાવપ્રકાશ ભા. ૧ લો | ૧૦–૦ | આરોગ્યની બારમાસી | ૧–૮ |
| ભાવપ્રકાશ–નિઘંટુ | ૫–૦ | * | |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ | ૬–૦ | માંદગીમાં ઉપવાસ … | ૦–૬ |
| શાર્ઙ્ગધર … … | ૬–૦ | પાક–ઔષધિ … | ૦–૬ |
| આરોગ્યની કૂંચી … | ૨–૮ | ચૂર્ણ–ઔષધિ … | ૦–૪ |
| આયુર્વેદ યોગશતક … | ૦–૧૨ | ક્વાથ–ઔષધિ … | ૦–૬ |
| ઘરઘરનો વૈદ્ય … | ૧–૮ | પ્રકીર્ણ ઔષધિ … | ૦–૫ |
| વનસ્પતિવર્ણન … | ૨૦–૦ | વૈદકના અકસીર ઉપાયો | ૦–૬ |
| વનસ્પતિવર્ણન–પ્રવેશ | ૨–૦ | જીવનચર્યા … … | ૦–૬ |
| વૈદક સંબંધી વિચારો (ભાગ ૨ જો) … | ૧–૧૨ | માંદાનો આહારવિહાર | ૦–૪ |
| આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન | ૦–૧૨ | માંદગીનાં કારણો … | ૦–૬ |
| | | ખોરાકમાં ઝેર … | ૦–૪ |
| | | હરડે અને તેનો ઉપયોગ | ૦–૬ |

## उत्साहचेतना–प्रेरक अने प्रकीर्ण ग्रंथो

| | | | |
|---|---|---|---|
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર | ૩–૦ | સાહિત્ય પ્રવેશિકા … | ૨–૮ |
| શુભસંગ્રહ (ભા. ૨, ૯) | ૬–૦ | * | |
| સ્વામી રામતીર્થ–ઉપદેશો (૧) … | ૩–૦ | સોનાનો સૂરજ … | ૧–૪ |
| સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો … … | ૧–૪ | ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ | ૧–૮ |
| | | જીવનની કલા … | ૦–૧૨ |
| | | * | |
| | | વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦–૮ |
| | | હિંદુસ્થાની સંગીત … | ૦–૮ |
| | | લોકસાહિત્યનાં રહસ્યો | ૦–૪ |

# જીવનચરિત્રો

| | |
|---|---|
| વીર દુર્ગાદાસ ... | ૧–૪ |
| શ્રી રમણ મહર્ષિ ... | ૨–૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૮ |
| હંસ મહારાજ ... | ૨–૮ |
| વિવેકાનંદ ... | ૧–૮ |
| સ્વામી ભાસ્કરાનંદ ... | ૧–૪ |
| ભિક્ષુ અખંડાનંદ ... | ૩–૦ |
| સંત તુકારામ ... | ૩–૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧–૬ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૪ |
| અકબર ... ... | ૧–૦ |
| બેન્જામિન ફ્રેંકલિન .. | ૧–૪ |
| જોન ઑફ આર્ક ... | ૦–૧૨ |
| લક્ષ્મીબાઈ (ઝાંસીની વીર રાણી) .. ... | ૦–૧૨ |
| બૂકર ટી. વૉશિંગ્ટન .. | ૧–૮ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૮ |
| સ્વામીશ્રી નિત્યાનંદ . | ૦–૮ |
| શ્રી રામચંદ્ર દત્ત અને નાગમહાશય ... | ૧–૦ |
| મહાત્મા સરયુદાસ ... | ૦–૮ |
| મહાત્મા દાદૂ દયાળ ... | ૦–૮ |
| * | |
| શ્રીમત્ શંકરાચાર્ય ... | ૦–૧૦ |
| ગૌતમ બુદ્ધ ... | ૧–૪ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૪ |
| સંતગુરુનો પરિચય ... | ૨–૦ |
| સંતોની ફૂલવાડી ... | ૦–૮ |
| * | |
| દેવર્ષિ નારદ ... | ૦–૫ |
| બાળકોના વિવેકાનંદ | ૦–૪ |
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૪ |
| સંત મૂળદાસ ... | ૦–૬ |
| ગોસ્વામી તુલસીદાસ... | ૦–૬ |
| ચંદ્રહાસ .. ... | ૦–૩ |
| નાનભટ્ટ બાપા ... | ૦–૪ |
| શ્રી શુકદેવજી ... | ૦–૪ |
| જડભરત ... ... | ૦–૩ |
| નાનક ... ... | ૦–૬ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૪ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૬ |
| શ્રી તૈલંગસ્વામી | ૦–૪ |
| ભક્ત અંબરીષ ... | ૦–૪ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૬ |
| સુદામાચરિત્ર (કાવ્ય) | ૦–૩ |
| વીર હનુમાન ... | ૦–૩ |
| મહાત્મા મસ્તરામજી . | ૦–૬ |
| કબીરસાહેબ ... | ૦–૬ |
| રોહીદાસ ... | ૦–૩ |
| ભક્ત જલારામ ... | ૦–૪ |
| હરિજન સંતો ... | ૦–૪ |

## સ્ત્રી તથા બાળોપયોગી